( केळवणी खाताए मंजुर करेली )

# ગુજરાત તથા કાઠીયાવાડમાં

## ચાલતી

# શાળોપયોગી ચોપડીઓ.

કર્ત્તા

## પ્રસિદ્ધ સ્વર્ગસ્થ સાક્ષર

# નવલરામ લક્ષ્મીરામ.

સાક્ષારશ્રીના સ્વર્ગવાસ થયા છતાં આટલા બધા વર્ષોથી તે ચોપડીઓ ટેકસ તરીકે વપરાય છે એજ તેની ઉપયોગિતા સાબીત કરે છે.

| | કિંમત. |
|---|---|
| બાળગરબાવળી ... ... ... ... | ૦—૨—૬ |
| નિબંધ રીતિ ... ... ... ... | ૦—૬—૦ |
| વ્યુત્પત્તિ પાઠ ... ... ... ... | ૦—૪—૦ |
| સટીક મામેરૂં ... ... ... ... | ૦—૪—૦ |

પુસ્તકો મળવાનું ઠેકાણું.

**બુકસેલર કરસનદાસ નારણદાસ**

નાણાવટ—સુરત.

# નિબંધ રીતિ.

એટલે,

નિબંધ લખતાં શીખનારાઓને વ્યવહારોપયોગી સૂચના.



## સ્વર્ગવાસી નવલરામ લક્ષ્મીરામ

કૃત.



છપાવી પ્રસિદ્ધ કરનાર

ધીમતરામ નવલરામ લક્ષ્મીરામ.

---

ચૌટાબજાર—સુરત.



આવૃત્તિ ૧૬ મી.



સંવત ૧૯૭૩. સને ૧૯૧૭.

કિંમત (ટપાલ સહિત) ૦-૬-૬

# અનુક્રમણિકા.

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|



| વિષય. | પૃષ્ઠ. |
|---|---|



## પૂર્વણી.





# निबंध शीखववानी रीत.



निबंध लखवानी पद्धति दर्शावनारी एके चोपडी आपणी भाषामां न होवाथी आ सूचनाओ प्रथम गूजरात शाळापत्रमां लखवानी जरूर पडी हती, अने परिणाम उपरथी जणाय छे के ते छठ्ठुं धोरण भणनाराओने घणीज उपयोगी मालम पडी छे.

हाल तेने छूटा आकारमां छपाववानो प्रसंग आववाथी तेमां सहेजसाज सुधारो वधारो पण कर्यो छे के तेना उपयोगीपणामां वधारो थाय. विरामचिन्हनो विषय तो पूरवणी दाखल छेवटे बिलकुल नवोज दाखल कर्यो छे, केमके ट्रेनिंग कॉलेजमां आवता छोकराओ पण हाल ए बाबतमां केवळ अणजाणज मालम जोवामां आवे छे.

आ सूचनाओ चार प्रकरणमां वहेंची नांखी छे. १ ला प्रकरणमां निबंध एटले शुं तथा तेनां त्रण रूप केवा प्रकारनां थाय छे तेनी कांइ साधारण समजुति आपी छे. २ जा प्रकरणमां विषयनां पेटां केम पाडवां ते विस्तारथी समजाव्युं छे. एमां "आगगाडी" विषे चार रीते पेटां पाडी बताव्यां छे ते प्रथम अभ्यासने वखतेज छोकराओने शिखववानी जरूर नथी, पण वर्णनादिक निबंधोना पेटा सामान्यपणे केम पडे छे ते तो खसुस ध्यान दइने शीखववुं जोइए. ३ जा प्रकरणमां शुद्धि, रूढि विगेरे भाषाना गुणोनी कांइक समजण आपी छे ते टुंकी पण बहुज खपनी छे. आ विषयनुं ज्ञान आज काल केटलाक लखनाराओमां पण जोइए तेवुं मालम पडतुं नथी. ४ था प्रकरणमां देशकाळ जोतां केटलाएक सर्वोपयोगी विषयोनां

પેટાંજ તમામ પાડી આપ્યાં છે. એ નિબંધના ખોખાં સમાન છે, અને તે નિશાળિયા શિવાય બીજા પણ નિબંધકારોને ઉપયોગી માલુમ પડતાં હોય એમ દેખાય છે.

આ ચોપડીના છાપામાં બાળબોધ અને ગૂજરાતી એવા બે તરેહના અક્ષર જાણી જોઇને રાખ્યા છે. બાળબોધ અક્ષરે જે નિયમો લખ્યા છે તે તો શબ્દે શબ્દ સમજી છોકરાઓએ યાદજ રાખવા જોઇએ. અને તેની સંપૂર્ણ સમજુતી ગૂજરાતિ અક્ષરમાં આપેલી છે. એ સમજુતી છોકરાને પાઠ કરવાને માટે નહિ, પણ માત્ર સમજણ પાડવાને માટેજ છે. બાળબોધ અક્ષરનો નિયમ વંચાવી જો મહેતાજી એ સમજુતિ બધી પોતે પોતાના મોઢેથીજ આપી જાય, તો એકાદ મહિનામાં એ બધા નિયમો તે શીખી શકે, અને વર્ષના બાકીના ભાગમાં જે વિષયોનાં પેટાં પાડી આપેલાં છે તે વિષયો પર નિબંધ લખવાનોજ મહાવરો કરાવી શકાય. પછીથી બહારના વિષયો ઉપર પણ નિબંધ લખાવવા, અને તેનાં પેટાં કેમ પડે છે તે વિશેષ લક્ષથી તપાસવું. શુદ્ધિ રૂઢિના દોષ તો નિરંતર સુધારતા રહેવું.

નવલરામ લક્ષ્મીરામ.

# निबंध रीति.

## प्रकरण १ लुं.

**१ कोइ पण बाबतपर पोताना जे विचारो होय ते बीजाने बराबर लखी जणाववा, एने निबंध कहे छे.**

આ વ્યાખ્યા ઉપરથી માલમ પડશે કે આ વિષય બહુજ મોટો અને બહુજ ઉપયોગી છે. એક ચીઠ્ઠી લખવી, કાગળ લખવો, અરજી લખવી, ખત લખવાં, ચર્ચાપત્ર લખવું, વિષયો લખવા, ચોપડીઓ રચવી, કવીતા કરવી વગેરે સંસારમાં નાનીથી મોટી જે જે લખવાની બાબતો છે તે બધાનો નિબંધ શબ્દમાં સમાવેશ થઇ જાય છે. જેમ વાચા વિનાનું માણસ પશુ સરખુંજ છે, તેમ જેનામાં નિબંધ શકિત નથી તે પણ તેવોજ જાણવો; કેમકે પોતાના મનના વિચાર બીજાને જણાવવા એ સંસારમાં બહુજ ઉપયોગી છે, અને એજ કેળવણી લેવાની પણ એક મોટી મતલબ છે.

**२ निबंधमां विचार अने भाषा ए बंने उपर समान ध्यान आपवानुं छे.**

જો નિબંધ એટલે પોતાના વિચાર બીજાને જણાવવા એમ છે, તો વિચાર અને તે જણાવવાની શકિત એ બંને વાતની સરખીજ જરૂર હોવી જોઇએ. વિચાર જણાવવાની જે શકિત તેનું નામજ ભાષાજ્ઞાન. માટે, વિચાર અને ભાષા એ બંનેની સરખી જરૂર નિબંધ લખનારને છે. ગમે

એવી ભાષા લખતાં આવડતી હોય, પણ જો પોતાના મનમાં લખવાના વિચારજ ન હોય તો તે શું લખે? તેમજ વિચારો હોય પણ તે લખી જણાવતાં ન આવડે, તો તે પણ મૂગાના સ્વપ્ના જેવું થાય.

## ત્યારે વિચાર સારા શી રીતે થાય?

**૩ विचारनो आधार ज्ञान, अनुभव, अने बुद्धिना उपर रहेलो छे.**

માણસે જે પ્રમાણે જોયું સાંભળ્યું હોય તે પ્રમાણે તેના મનમાં વિચાર ઉત્પન્ન થાય છે. અજાણી વસ્તુ કોઇ આપણી આગળ આણીને મૂકે તો આપણે તે વિશે શું કહી શકીએ? જેણે ઇંગ્લાંડ વિષે કાંઇ પણ વાંચ્યું કે સાંભળ્યું નથી, તેને કહીએ કે એ દેશનું વર્ણન લખી લાવો તો તે એક શબ્દ પણ શી રીતે લખી લાવવાનો હતો? એનામાં ગમે એટલી બુદ્ધિ કે નિબંધ લખવાની કળા હશે, પણ જ્ઞાન અને અનુભવ વિના તે કાંઇ પણ કામમાં નહિ આવે તેમજ જ્ઞાન અને અનુભવ હશે, પણ જો બુદ્ધિ નહિ હોય તો એના મનમાં વિચાર નહિજ આવે, અને મનમાં વિચાર નહિ આવે એટલે તે પ્રમાણે તે લખી પણ નહિજ શકે. તેમજ જેનામાં સ્વાભાવિક બુદ્ધિ ઘણી હશે તે વધારે સારો નિબંધ લખશે. તે છતાં થોડી ઘણી બુદ્ધિ તો બધા માણસમાં પરમેશ્વરે મૂકીજ છે, અને તેથી જ્ઞાન અને અનુભવ હોય તો નિબંધ લખવા જેટલા વિચાર તો બધાના મનમાં આવી શકે એમ સમજવું.

જ્ઞાન મેળવવાનો રસ્તો એજ છે કે પુસ્તકો વાંચવાં, વિદ્વાનોનો સમાગમ કરવો. અને દરેક બાબત ઉપર વિચાર કરવાની ટેવ રાખવી. એ પ્રમાણે કેટલાક કાળ સુધી માણસ

દૃઢતાથી કર્યા કરે છે, ત્યારેજ તેના મનમાં વિચારોનો જોઇતો સંગ્રહ થાય છે, અને પછી તે ગમે તે વિષય ઉપર સહેલથી નિબંધ લખી શકે છે. માટે નિબંધ શિખનારે કેટલાક વખત સુધી તો રાત દહાડો ખંતથી વાંચવાંચજ કર્યા કરવું જોઇએ; એ અભ્યાસના પ્રથમ ભાગમાં લખવા કરતાં પણ વાંચવાની વધારે જરૂર છે.

ઉપર કહ્યું તે ઉપરથી એ તો સ્પષ્ટજ છે કે નિબંધ લખવાની શક્તિ મેળવવાને સારૂ પ્રથમ તો માણસે ઘણું જ્ઞાન ને અનુભવ મેળવી રાખવો જોઇએ.

**૪. निबंध लखवा मांडया पहेलां प्रथम ते विषय सम्बन्धी जेटलुं ज्ञान पोताने होय ते संभारी लेवुं, खूटतुं होय तेटलुं पुस्तको वगेरेमांथी मेळवी लेवुं, अने पछी लखवाजोग विचारोने सम्बन्ध पूर्वक गोठववा;– एटले, ते विषयनां संभाळथी पेटां पाडवां.**

પાછલી કલમમાં કહ્યું કે વિચાર મેળવી રહ્યા પછીજ નિબંધ લખી શકાય, પણ મહેતાજીને તો ઘણીવાર માલમ પડશે કે નિબંધના વર્ગમાં આવેલા છોકરાઓમાં વિચાર અને ભાષા બંનેની ખામી છે. પુસ્તકો વાંચી તેઓ પોતાનું મન ભરે ત્યાં સુધી કાંઇ મહેતાજીથી થોભા શકાય નહિ. એણે તો બીજે દહાડેથીજ નિબંધ લખાવવાનો મહાવરો કરાવવો જોઇએ. ત્યારે એણે કરવું શું ?

એનો ઉપાય એ છે કે પાછલી ચોપડીમાં વાંચી ગયા હોય તે, તથા ઉપર કહ્યું તે પ્રમાણે તેમને જે અનુભવ થયો હોય તે, એ બે વાતોનો વિચાર કરી સહેલા સહેલા વિષયો આપવા. તેવા વિષયોમાં પણ તેમનું જ્ઞાન ઘણીવાર અપૂર્ણ

માલમ પડશે ખરૂં. એ અપૂર્ણતાના ઉપાય દાખલજ આ નિયમમાં પુસ્તકો વાંચી પોતાની ખોટ પુરી પાડવાની શિખાઉને ભલામણ કરી છે. છોકરાઓને પૂરતો વખત મળે તેને માટે આગલે દહાડેથી નિબંધનો વિષય કહ્યો હોય તો વધારે સારૂં; વખતે વિષય કઠિણજ હોય, તો ફલાણા ફલાણા પુસ્તકોમાંથી તેમને એ બાબત જ્ઞાન મળશે એમ સૂચના પણ બેલાશક આપવી. નિબંધને માટે જ્ઞાન મેળવવા સારૂ ચોપડીઓ વાંચવાની છુટ છે એટલુંજ નહિ પણ ફરજ છે એમ નિશાળીઆઓને સમજાવવું જોઇએ. એટલી તપાસ રાખવી ખરી કે ચોરી કરી લાવે નહિ, વિચાર મળતા આવે તેની ફીકર નહિ, પણ શબ્દ તથા ગોઠવણ તો બધીજ નિબંધ કરનારની જોઇએ. ધીમે ધીમે વિચાર કરતાં શીખે, તેમ તેમ વિચારની નવિનતાને વધારે માન આપતા જવું. અને એમ કરતાં કરતાં આખરે પરીક્ષાની વેળા તેઓ વિચાર અને ભાષા બંને પોતાનાં વાપરેતા થશે. અલબત્ત પરીક્ષા વેળા તો પુસ્તકો જોઈ પોતાના જ્ઞાનની ખોટ પૂરી પાડવા નહિજ દે કેમકે પરીક્ષા તો ભાષા અને વિચાર બંનેનીજ છે. તે છતાં પરીક્ષામાં પણ ભાષા ઉપર વિશેષજ વજન રાખવામાં આવે છે.

હવે, ધારો કે જ્ઞાન તો નિબંધ લખવા જોગું ગમે ત્યાંથી મેળવ્યું, પણ એ બસ નથી. એ જે લખવા ધાર્યું તેનાં પ્રથમ તો પેટાં પાડતાં આવડવાની બહુજ જરૂર છે. સારો નિબંધ એ પેટાં પાડવા ઉપરજ આધાર રાખે છે. પોતામાં ગમે એટલું જ્ઞાન હશે પણ જો વિષયનાં પેટાં પ્રથમથીજ બરાબર નહિ પાડયાં હોય, તો તે કદી પણ સારી રીતે નહિ લખાય. એક વાત કહેવામાં મુદ્દો ભૂલી બીજી વાત ઉપર ઉતરી પડશે, તે બીજી વાત પણ

બરાબર વિસ્તારથી નહિ કહેવાય, અને હજારો વાતો એવી સેળભેળ થઈ જશે કે તેનું ધડ કયું ને માથું કયું તેજ કોઈથી નહિ સમજાય. ખરેખરી જે કહેવાની વાત હશે તે તો આવા ગભરાટમાં રહી જશે, અને નહિ કહેવાની વાતનુંજ ટાહેલું વધી પડશે. વખતે લખનારના મનનો શો ભાવ છે તે કોઈ સમજીજ નહિ શકશે. વખતે એ કોઈ બાબતને વખાણતો હશે પણ લખાણની ઢબ ઉપરથી વાંચનારને એમ લાગશે કે એ નિંદે છે, અને નિંદા કરતો હશે ત્યારે સ્તુતિ જેવી વાંચનારના મન ઉપર અસર થશે. વખતે પોતામાં છતાં જ્ઞાને એ અજ્ઞાન જેવો દેખાશે. એ રીતે પેટાં ન પાડવાથી નિબંધ લખનારને હજારો જાતનાં નુકશાન થવાનો સંભવ રહે છે.

કથિત પાઠની જેવી સંક્ષીપ્ત નોંધ થાય છે તેવીજ નિબંધના વિષયની પણ થાય છે. કથિત પાઠ આપનારને વિષયના ભાગ પાડવાની જેટલી જરૂર છે, તેટલીજ નિબંધ લખનાર છે. એ વાતમાં જેટલી કચાશ રહી તેટલી છેવટ સુધી નડયા વિના રહેતી નથી, અને બીજી ગમે એટલી હોંશિઆરી હોય, પણ તે આ ખામીને લીધે જોઈએ તેવું ફળ ઉત્પન્ન કરી શક્તી નથી.

પેટાં શી રીતે પાડવાં એને માટે એક નિયમ આપી શકાતો નથી. તોપણ તેનો ઘણો આધાર નિબંધ કયે રૂપે લખવાનો છે તે ઉપર રહેલો છે.

**૫ નિબંધનાં મુખ્યત્વે કરીને ત્રણ રૂપ થાય છેઃ- વર્ણનરૂપ, કથનરૂપ, અને વિવેચનરૂપ.**

**૬ કોઇ વસ્તુની સ્થિતિ જણાવવાને અર્થે જે લખવું તેને વર્ણનરૂપ નિબંધ કહે છે.**

હાથી કેવા દેખાવનું અને ગુણનું પ્રાણી છે, વાહાણ કેવી કેવી તરેહનાં થાય છે, બાગમાં કેવી કેવી રચના કરી છે અને શું શું ઉગ્યું છે, નિશાળ સવારથી સાંજ સુધી કેવી રીતે ચાલે છે અને તેના શા શા ધારા છે વગેરે બાબતો ઉપર લખીએ ત્યારે તે વર્ણનરૂપ નિબંધ કહેવાય.

**૭ कोइ बनाव केवा प्रकारे बन्यो ते जणाववाने अर्थे जे लखवुं तेने कथनरूप निबंध कहे छे.**

કોઇ પદાર્થ હાલ કેવી સ્થિતિમાં છે તે વર્ણનથી જણાય છે. પહેલાં કેવો હતો અને શી રીતે હાલ તે આવી સ્થિતિમાં આવ્યો, એ બાબત જે કાંઇ કહેવું તેનું નામ કથન. ઉપર જે વિષયો વર્ણન રૂપમાં ગણાવ્યા તે બધા કથનરૂપે પણ લખી શકાય ખરા એ કદી ભૂલવું નહિ. અમુક નિશાળ કે બાગ ક્યારે બંધાયો, તે પહેલાં તેની કેવી સ્થિતિ હતી, કોના મનમાં તે બંધાવવાનો પ્રથમ વિચાર ઊઠ્યો અને તે શા કારણથી, તે વિચારને પાર પાડવાને તેણે શા શા ઉપાયો કામે લગાડ્યા, તેને કઇ કઇ જાતની હરકતો નડી, કોણે તેને સહાયતા કરી, ક્યારે તેનો પાયો નાંખવાનો વખત આવી પહોંચ્યો, પાયો નંખાયો ત્યારે તેની કેવી સ્થિતિ હતી, તે સ્થિતિમાંથી આગળ શી રીતે સુધારો થતો ગયો, અને હાલ તે કેવી સ્થિતિમાં છે, વગેરે ઘણી ઘણી બાબતો લખી શકાય; અને ઉપર જે વર્ણન રૂપ નિબંધ લખ્યો હતો તેથી છેક જૂદોજ નિબંધ થઇ રહે. એજ પ્રમાણે બીજા વિષયોનું પણ સમજવું.

**सारासारनो निर्णय करवाना हेतुथी जे लखवुं तेने विवेचनरूप निबंध कहे छे.**

કોઇ પદાર્થ હાલ કેવી સ્થિતિમાં છે, અથવા તે એવી

સ્થિતિમાં આવ્યા પહેલાં કેવી કેવી સ્થિતિમાં હતો એ જણાવવાની મરજી ન હોય, પણ એ પદાર્થથી શા શા ફાયદા કે ગેરફાયદા થાય છે તે સમજવું હોય ત્યારે વિવેચન કરવું પડે. વિવેચનરૂપ નિબંધમાં કાર્ય કારણનોજ વિચાર વિશેષે કરીને હોય છે.

ઉપરનુંજ બાગ કે નિશાળનું ઉદાહરણ લઇએ; એ બાગ કે નિશાળથી ગામને શા શા ફાયદા થાય છે એ વિષે જો લખવું હોય તો તે વિવેચન રૂપ નિબંધ થાય. એ પ્રસંગે ભાગ્યેજ કાંઇ પણ તેનું વર્ણન કરવાની જરૂર પડે; અકબર કે ઐારંગજેબની રાજનીતિ વિષે અભિપ્રાય માગ્યો હોય, ત્યારે કથનરૂપે નહિ પણ વિવેચનરૂપેજ નિબંધ લખવાનો છે એમ સમજવું.

આ ઉપરથી યાદ રાખવું કે નિબંધનું રૂપ વિષય ઉપર આધાર રાખે છે તે કરતાં આપણે શા હેતુથી લખીએ છીએ તે ઉપરજ વધારે આધાર રાખે છે. વિષયને ઓળખાવવો હોય તો વર્ણન રૂપે; તેની પાછલી હકીકત જણાવવી હોય તો કથન રૂપે; અને તે વિષે કાંઇ નિર્ણય કરી સમજાવવો હોય, તો વિવેચનરૂપે નિબંધ લખવો જોઇએ, તો પણ કેટલાક વિષયો અમુક રૂપનેજ વધારે લાયક હોય છે ખરા. સત્ય, ચોરી, મિતાહાર વગેરે નીતિના વિષયો ઉપર લખવાનું કહ્યું હોય, તો વિવેચનરૂપે માગ્યું છે, એમ સમજાય. ઇતિહાસ ને જીવનચરિત્ર એ બહુધા કથન રૂપનાજ નિબંધો છે. ગામકામ વિષે લખવું હોય, ત્યારે ઘણું કરીને વર્ણનજ કરવું જોઇએ. તો પણ સઘળા વિષયો અન્યરૂપમાં પણ લખી શકાય ખરા.

**૯ જ્યારે તે સ્થિતિ કે બનાવ સાક્ષાત્કાર થઇ રહે, ત્યારે તે વર્ણન કે કથન સફળ થયું એમ જાણવું.**

વર્ણન કરવાનો હેતુજ એ છે કે સામાને તે પદાર્થ સાક્ષાત્કાર થાય, એટલે તેની નજર આગળ તે ખરેખરો આવીને ઉભો હોય એમ તેને લાગે. વર્ણન એ એક જાતની ચિત્રકળાજ છે. ચિતારો કાગળને રંગથી ચિતરે છે અને કવિ જેનામાં વર્ણન શકિત સમ્પૂર્ણતાને પામેલી હોય છે તે શબ્દવડે ચિતરે છે, પણ એ બંનેની કળાનું ફળ એકજ છે:—તે વસ્તુ હોય તેવી બીજાને સાક્ષાત્ દેખાય છે.

જો સાક્ષાત્કાર કરવું એજ વર્ણનનો હેતુ છે તો તે પદાર્થ પ્રથમ લખનારને તો સાક્ષાત્કાર થવો જોઇએ; એમ કરી શકવું તેને જ કલ્પના કહે છે. કલ્પના શકિતવાળો માણસ આંખ મીચીને જુએ છે, તો તેની આગળ જે ધારે તે પદાર્થ આવીને ઉભો રહે છે. અને મંદકલ્પનાવાળાને અંધારા સિવાય બીજું કાંઇ જ દેખાતું નથી. ચિતારા, કવિઓ, મૂર્ત્તિકારો વગેરે પોતાનું કામ સારૂં કરે છે, તેનું કારણ એજ કે તેઓમાં કલ્પનાશકિત ઘણી હોય છે, પરંતુ થોડી ઘણી કલ્પના તો બધામાં હોય છે, અને તેથી ખંત રાખી નિબંધમાં જોઇએ તેટલું સાધારણ વર્ણન તો બધા કરી શકે જ.

નિબંધ લખનારે પ્રથમ કલ્પના ચલાવી જે વસ્તુનું વર્ણન કરવું હોય તેને પોતાની નજર આગળ આણવી, અને પછી તેને જોઇ જોઇ ઘટતું વર્ણન કરવું. ચિતારાની પેઠે તેને વસ્તુના સઘળાજ ભાગ ચિતરવાની કાંઇ જરૂર નથી. ચિતારાના સાકાર સાધનો કરતાં શબ્દમાં એવું વિશેષ બળ રહેલું છે, કે રજેરજ ચિતરવાની જરૂર પડતી નથી, થોડું કહે ઘણી વખત સાંભળનાર પોતાની મેળે કળી જાય છે. કયા ભાગનું વર્ણન કરવું અને કયા ભાગનું ન કરવું એ જાણવામાંજ વર્ણનકારની ચતુરાઇ રહેલી છે. તેમજ એક ભાગનું બહુ ઝીણું વર્ણન કરવા જતાં વખતે સામાને તે પદાર્થ સાક્ષાત્કાર થવાને બદલે

ઉલટો અંધકાર રૂપજ થઇ પડશે અથવા અવશ્યના ભાગ રહી ગયા હશે તો તે માત્ર ધાબા જેવુંજ દેખાશે, માટે વર્ણન કરનારે ચિતારાની પેઠે માત્ર અવશ્યના ભાગની આકાર રેખાજ ઉપર ઉપરથી આલેખી, તેમાં રંગ પૂરવાનું તો વિષય, શૈલી, ને સમયાનુંસારજ રાખવું.

સાક્ષાત્કાર કથનની યુક્તિ પણ એવીજ છે. વાંચનાર કે સાંભળનાર એમ જાણે કે આ બનાવ મારી આગળજ હમણાં બને છે એવી રીતે કથન કરવું જોઇએ. એક બનાવ ઘણા બનાવનો બનેલો હોય છે. તેમાં જે જે બનાવોનો મુખ્ય બનાવ સાથે સંબંધ હોય તેજ બનાવો વર્ણવા અને બીજા મૂકી દેવા—નહિ તો લાંબો રાસડો એવો થઈ જશે કે કોઇને તેમાં રસ નહિ લાગે, અને કાંઇ પણ હકીકત નહિ સમજાય. વર્ણન કે કથન એ બંનેમાં શું કહેવું અને શું મૂકી દેવું એ જાણવું એજ મોટી કળા છે. તે શિખવી શિખવાતિ નથી, પણ નીચેના નિયમ પ્રમાણે કરવાથી સાધારણ પણે કામ ચાલી શકશે.

**૧૦ दिशानो अनुक्रम राखी चालतां वर्णन अने काळनो अनुक्रम राखतां कथन, घणुं करीने सारु थशे.**

**૧૧ बीजाना मननी प्रतीति थाय अने वखते तेनी वृत्ति पण ते भणी वळे त्यारेज विवेचनरुप निबंधनी सिद्धि थइ एम समजवुं.**

બીજાની ખાત્રી કરી આપવી એજ વિવેચન કરવાનો હેતુ છે. તે કરવાને માટે પ્રત્યક્ષ અનુમાનાદિ પ્રમાણો અ-

વશ્યનાં છે. બોલવા લખવાની ગમે એટલી ચતુરાઇ હોય પણ અપ્રમાણ વાત કદી પણ સમજુ માણસોમાં માન્ય થાય નહિ. માટે પ્રથમ તો ખરૂં શું છે ને ખોટું શું છે તે નિર્ણય નિબંધકારે અપક્ષપાતે પોતાના મન સાથે કરવો જોઇએ, બધાં પ્રમાણો ખોળી જોવાં અને બન્ને બાજુ તપાસવી. ત્યાર પછી જે નિશ્ચય થાય તેજ પ્રતિપાદન કરવા તૈયાર થવું; અને જે પ્રમાણો વડે પોતાની ખાત્રી થઇ છે. તે લખવાં અને પૂર્વપક્ષનું વિવેકથી ખંડન કરવું. પ્રમાણો સ્પષ્ટ સમજાવવાને દૃષ્ટાંત, ઉદાહરણ, વર્ણન વગેરે જરૂર પડે ત્યાં છુટથી વાપરવાં. કહેવતજ છે કે દાખલા દલીલથી બીજાની ખાત્રી થાય. દલીલ કરતાં દાખલાને એમાં પેહેલા ગણ્યા છે. તે વ્યવહારી નિબંધમાં બરાબરજ છે.

દાખલાનો કઇ કઇ વાપરવી, કઇ કઇ મૂકી દેવી, વાપરવી તો કયા અનુક્રમે વાપરવી, કેટલે દરજ્જે વાપરવી, કેવી રૂપથી વાપરવી, વગેરે સઘળી વાતનો આધાર જેને વાસ્તે આપણે નિબંધ રચતા હોઇએ તેના મન બુદ્ધિ ઉપર બહુ આધાર રાખે છે. એમાં ઘણો ચાતુર્યનો ખપ પડે છે મોટો ન્યાય શાસ્ત્રી પણ જો પોતામાં આવી રસવિદગ્ધતા ન હોય તો બીજાના મનની ખાત્રી કરી શકે નહિ. અર્થાત:— અસરકારક વિવેચન કરનારને ન્યાય (Logic) અને રસચાતુર્ય ( Rhetoric ) બન્ને જરૂરનાં છે, અને બલ્કે સામાન્ય લોકના સમ્બન્ધમાં તો ન્યાય કરતાં રસચાતુર્યજ ઘણીવાર ફાવી જતું માલમ પડે છે.

જો ખાત્રી કરવામાં પણ રસચાતુર્યનું આટલું બળ છે તો જ્યાં મનોવૃત્તિઓ વશ કરવાનોજ હેતુ છે ત્યાં તો એનો ઘણોજ ખપ પડે એમાં શું આશ્ચર્ય ? નિબંધનો છેવટ ભાગે તો રસમયજ આવવો જોઇએ. જો સાંભળનાર વિરૂધ્ધ

વિચારનો હોય, તો પહેલાંથી આખો નિર્ણય કે અભિપ્રાય આપણે આપી તેને ભડકાવવો નહિ; પણ ધીમે ધીમે રૂચતાં પ્રમાણો આપી આગળ ચઢાવવો, અને જ્યારે તેનું મન ખાત્રી ઉપર આવવા લાગે ત્યારે સબળ પ્રમાણો આપી તે પૂરી કરવી; અને પછી રસમયવાણીથી તેનું મન તલ્લિન કરી નાંખવું.

પણ બધા વિવેચનમાં મનોવૃત્તિ ખેંચવાનો હેતુ હોતો નથી. જ્યાં માત્ર ખાત્રીજ કરી આપવા ધારી છે ત્યાં શાંત રીતે દાખલા દલીલો સારા અનુક્રમમાં આપવા એજ ઉત્તમ માર્ગ છે.

**૧૨. વ્યવહારમાં ત્રણે રુપ હરકોઇ નિબંધમાં વિવેકથી ભેળી નાંખવાં, પણ તેનાં વિશેષ રુપનું પ્રાધાન્યપણું જવા દેવું નહિ.**

એકુજ રૂપના કોઇ પણ નિબંધ શોધી કાઢવો મુશ્કેલ માલમ પડશે; અતિશાસ્ત્રિય ગ્રંથમાંજ એકનું એક રૂપ જાળવી રાખેલું હોય છે. પણ ઘણે પ્રસંગે તો તેમ થઇ શકતું નથી. અને તેમ કરવાની જરૂર પણ નથી. વિવેચનરૂપ નિબંધ હોય તો પણ ઠેકાણે ઠેકાણે વર્ણન અને વખતે ઇતિહાસ પણ આપીએ, તોજ તે વિવેચન સારી રીતે સમજાય. વિદ્યાના પાઠમાં પદાર્થ કે યન્ત્રોનું વર્ણન ન કરીએ તો તે શી રીતે સમજાય? કોણે અને ક્યારે એ શોધ કર્યો એ પણ કહેવું ફાયદા ભરેલુંજ છે. અર્થાત્—વિવેચનરૂપ નિબંધમાં વર્ણન ને કથનરૂપ પોતાની મેળેજ પેશી ગયાં તેમજ તમે કોઇ પણ ઇતિહાસ કે જીવનચરિત્રનો ગ્રંથ ઉઘાડી જોશો, તો તે બધો કથનરૂપમાં નહિ હોય, પણ તેમાં કેટલુંક વર્ણન ને વિવેચન કરેલું પણ માલમજ પડશે. ગામના, કિલ્લાઓનાં, લશ્કરોનાં, લડાઇઓનાં, રીતભાતનાં

વગેરે જે વર્ણનો આપેલાં હોય તે વર્ણનરૂપજ નિબંધ જાણવા. આ લડાઈ કે કાયદાથી શા ફાયદા થયા એ વિષે જે કાંઇ લખેલું હોય છે તે વિવેચનરૂપ નિબંધજ છે. એવીજ રીતે વર્ણનરૂપ નિબંધમાં કાંઇક ઇતિહાસ કે વિવે-ચન ભાગ પણ આવીજ જાય છેઃ--જેમકે એક નિશાળનું વર્ણન કરતાં તેનો કાંઇક પાછલો ઇતિહાસ અને તેથી શા ફાયદા છે તે પણ લખી શકાય, અને તે લખ્યાથીજ તે નિબંધ વધારે રસિક થાય. નિબંધનો રસ ઘણું કરીને એક રૂપના નિબંધમાં બીજા રૂપ સેળભેળ કરવાની ચતુરાઇ ઉપર આધાર રાખે છે.

વિષય કઇ જાતનો છે તેનો, અથવા નિબંધ લખાવનારે શું માંગ્યું છે તેનો વિચાર કરી કયા રૂપમાં લખવો જો-ઇએ તેનો પ્રથમ નિશ્ચય કરવો અને નિબંધનો ઘણો ભાગ તે રૂપમાંજ લખવો, બીજાં રૂપ પ્રસંગ જોઈ દાખલ કરવાં, પણ મૂળ રૂપનું પ્રાધાન્યપણું કદી પણ જવા દેવું નહિઃ--જેમકે વિવેચનરૂપનો નિબંધ હોય, તો તેમાં ઘણો ભાગ વિવેચનનોજ આપવો જોઇએ, પ્રસંગ જોઇ એમાં વર્ણન બેલાશક કરવું અને દૃષ્ટાંત દાખલાની જગોએ કથન પણ મજેથી કરી શકાય, પરંતુ તેથી કારણ સમજાવવાની વાત અધુરીજ રહી જાય, અથવા બીજામાં એવી દબાઇ જાય કે વિવેચનરૂપનો નિબંધજ છે કે નહિ તે કોઇ જાણે નહિ એમ કદી થવું જોઇએ નહિ. તેમજ વર્ણન કે કથન કરવાનું હોય ત્યાં ડગલે ડગલે વિવેચન કરવા બેશીએ તો દોડડાહ્યુંજ દેખાય અને નિબંધ બગડે. એક રૂપમાં બીજાં રૂપ કેટલાં નાંખવાં એ મહા ચતુરાઇનું કામ છે. નિબંધ-કારમાં શુદ્ધ રસિકતા જેટલી હશે તે પ્રમાણેજ એ કરતાં આવડવાનું, શુધ્ધ રસિકતાવાળા ગ્રંથકારોનાં ગ્રંથનો લક્ષપૂર્વક અભ્યાસ કરવાથી એ ચતુરાઇ વધે છે.

# प्रकरण २ जुं.

## પેટાં પાડવાની રીત.

**१ वर्णनरुप निबंधमां पेटां घणुं करीने नीचे प्रमाणे पाडवामां आवे छे:—**

**अ.** જો કોઇ સ્થળનું વર્ણન માગ્યું હોય; તો

૧. સ્થળનું નામ.

૨. તે ક્યાં છે? એટલે કયા પ્રાંતમાં, કયા પરગણામાં, કઇ નદી ઉપર (નદી ઉપર હોય તો)? ઢાળ ઉપર, પર્વત ઉપર કે મેદાનમાં? વગેરે.

૩. ભૂતળ લક્ષણો–એટલે ત્યાંની આબોહવા (હવા પાણી), આસપાસના પ્રદેશની જમીન કેવી જાતની છે તથા શી શી પેદાશ થાય છે; ગામની આસપાસ ઝાડીઓ છે કે નહિ, છે તો કયા ઝાડની, કેવી, કેટલી! વગેરે.

૪. ગામનો આકાર તથા વિસ્તાર, મોટા મોટા રાજમાર્ગનો દેખાવ તથા લંબાઇ તથા પહોળાઇ, વસ્તી કેટલી અને કયા કયા લોકની છે, વગેરે.

૫. વિશેષ હકીકત–**अ** દરબાર, દેહરાં, ગઢ, નિશાળ, દવાખાનાં, પૂલ, મહેલ, મોટાં મોટાં મકાનો વગેરે જે કાંઇ ગામમાં હોય તે સમ્બન્ધી.—**ब** નાત, જાત, ધર્મ, ધંધો રોજગાર, વગેરે લોકો સમ્બન્ધી.

૬. તે સ્થળે અથવા તેની પાડોશમાં કાંઇ જાણવા લાયક ઐતિહાસિક બનાવો બન્યા હોય તો તેની ટુંકી હકીકત.

---

**ब.** જો કોઈ જાનવરનું વર્ણન માગ્યું હોય તો.

૧. તેનો દેખાવ, કદ, બળ, વેગ, શરીરની રચના વગેરે.
૨. તે સાધારણ કે નવાઇનું છે? કે કયા કયા દેશોમાં થાયછે?
૩. તેનો સ્વભાવ અને રીતભાત? હળે એવું કે જંગલી? શી રીતે પકડાય છે અને પળાય છે? અક્કલ, માયાળુપણું વગેરે ગુણો અને તેનાં થોડાંક દૃષ્ટાન્તો.
૪. માણસને શા ઉપયોગમાં આવે છે? અસલના લોક તેને કેવું ગણતા અને શા ઉપયોગમાં આણતા?

---

ક. જો કોઇ ઝાડ વિષે લખવું હોય, તો
૧. તેનો દેખાવ, કદ, તથા રચના.
૨. કયા દેશમાં, કઇ ઋતુમાં, અને કેવી રીતે થાય છે?
૩. તેને વાવી મોટું કરવાની રીત.
૪. તેનો ઉપયોગ.
૫. તે ઝાડની જુદી જુદી નીપજ તથા તેનો વેપાર.

એજ પ્રમાણે જેવો વિષય હોય તે પ્રમાણે પેટાં પાડી શકાય. તમો જોશો કે ઉપલા ત્રણ વિષયનાંજ પેટાં સરખા નથી, અને તેથી જુદી જુદી રીતે પણ પાડી શકાય. તો પણ **देखाव, कद, रचना, कांइक पाछलो इतिहास अने ऊपयोग** એટલાં વાનાં તો બધા વિષયોમાં અવશ્યના છે. વાંચનમાળામાં શહેર, જનાવર, ઝાડ વગેરે બાબતોના પાઠ છે તે વિચાર પૂર્વક વાંચી જોવાથી માલમ પડશે કે એ બધાં વર્ણનરૂપજ નિબંધ છે, અને તેનાં પેટાં ઉપર બતાવેલી રીતેજ ઘણું કરીને પાડેલાં છે.

કુદરતી ચીજો, કુદરતી દેખાવ, હુન્નરી ચીજો, હુન્નરનાં કારખાનાં, તથા માણસની રીતભાત, એ સઘળાં બહુધા વર્ણનરૂપ નિબંધનાજ વિષયો જ છે.

**२ कथनरुप निबंधमां घणुंकरीने काळनो अनुक्रम**

**रात्री नीचे प्रमाणे पेटां पाडवां.**

अ. કોઈ બનાવની હકીકત માગી હોય તો

૧. એ બનાવનું કારણ—એટલે, તે પહેલાં કેવી સ્થિતિ અને શા બનાવો બન્યા હતા કે તેના પરીણામમાં આ બનાવ બન્યો.

૨. એ બનાવની વિગતવાર હકીકત.

૩. એ બનાવનાં પરિણામો.

૪. એ બનાવ સંબંધી વિચાર, એમાંથી શો સાર લેવો તે વગેરે.

ब. કોઈ હુન્નરી કારખાનાનો ઇતિહાસ માગ્યો હોય, તો

૧. કોણે, કયારે અને કયાં એ હુન્નરની શોધ કરી.

૨. એ હુન્નરથી થતા ફાયદા (ટુંકામાં) અને તે નહોતા માલમ પડ્યા ત્યારે માણસો કેમ કરતા હતા અને શી શી હરકતો વેઠતા હતા.

૩. મૂળ શોધકે તે હુન્નર કાઢ્યો ત્યારથી તેમાં શો શો સુધારો થતો આવ્યો છે, કે કોણે કર્યો, શા વાસ્તે કરવાની જરૂર પડી વગેરે.

૪. હાલની સ્થિતિ—શી શી ખામીઓ છે અને તે સુધારવાના ઉપાય.

૫. એ હુન્નરની શોધથી શા શા પરિણામ નીપજ્યા તે તથા તે વિષે સામાન્ય વિચારો.

**३ विवेचनरूप निबंधनां पेटां पाडवानी सामान्य रीति आ प्रमाण छे.**

अ. વિષયના નામની વ્યાખ્યા; શબ્દ વ્યુત્પત્તિ (જો વિષયનો અર્થ સમજવામાં મદદ કરતી હોય તોજ) એનો અર્થ સમજવામાં ભુલો ચાલતી હોય તો તેનું સ્પષ્ટિકરણ.

ख. તેના ફાયદા અથવા તેના ખરાપણાના પ્રમાણે.

क. પૂર્વપક્ષ, એટલે તેના ગેરફાયદા અથવા ખોટાપણું બતાવનારી સામી તકરારો.

ड. પૂર્વપક્ષનું સમાધાન, એટલે, તકરારોના જવાબ; જો નિબંધ ટુંકોજ લખવો હોય તો સામેની તકરારો થોડીક લઇને તેનો ત્યાંજ જવાબ આપતા જવું. એમ કરીએ ત્યારે બીજું ને ચોથું પેટું એકજ થઇ જાય. વખતે વિષય બહુ મોટો હોય અને લખવાની જગા થોડી હોય, તો પૂર્વપક્ષ બધોજ મૂકી દઇએ, તોપણ ચાલે.

इ. આખા નિબંધનો ઉપસંહાર, સાર, અને છેવટે દેશકાળને જોઇ ઘટતી સૂચનાઓ.

**વિવેચનરૂપ નિબંધમાં તોલન શક્તિનો ઘણો ખપ પડે છે. તેથી તે લખનારને અઘરો ને સાધારણ વાંચનારને વિરસ લાગે છે. એનો ઉપાય એજ છે કે ઠેકાણે ઠેકાણે રસભર્યાં વર્ણનો અને દૃષ્ટાંતો લખતાજ રહેવું, તથા વિવેચનમાં ભાષા ઘણીજ સરલ વાપરવી.**

**४ घणाखरा विषयो त्रण रूपमां लखी शकाय छे अने तेथी लखनारे पोतानी विशेष शक्तिनो विचार करी अमुक रूपनुंज प्राधान्यपणुं राखवुं.**

કોઇ માણસમાં કલ્પના શકિત વધારે હોય છે તો કોઇ માણસમાં વિચાર શકિત વધારે હોય છે. એક માણસ રસ ભર્યું વર્ણન કરી શકે છે, તો બીજા માણસને વાત કહેતાં બહુ સરસ આવડે છે, ત્રીજો માણસ કારણો બતાવવામાં અને તેના રદીઆ આપવામાંજ બહુ ખબરદાર હોય છે. આ સઘળી શકિતઓનો નિબંધમાં ખપ પડે છે, અને તે સઘળી કેળવવી જોઇએ, તોપણ માણસ માણસમાં

સ્વભાવિક શક્તિ પ્રમાણે કેટલોક ફેર રહેવાનોજ; પોતાનું બળ કયી રીતના નિબંધમાં રહેલું છે તે જાણવું બહુ અગત્યનું છે, કેમકે તે પ્રમાણે જાણ્યાથી નિબંધમાં કયા રૂપનું પ્રાધાન્ય રાખવું તેની તેને સમજ પડશે. અમુક રૂપનોજ નિબંધ માગ્યો હોય ત્યાં આ પ્રમાણે બીજા રૂપનું તો પ્રાધાન્ય નહિજ રાખી શકાય, તોપણ પોતાની શક્તિ જાણવાથી ફાયદોજ છે. કેમકે તેમાં પણ પોતાને અનુકુળ રૂપના પ્રસંગ આવવાનાજ. અને તે જો પોતાને અનુકુળ છે એમ જાણતો હોય, તો તેવે તેવે ઠેકાણે તે તજવીજથી એવો કાંઇ વિસ્તાર કર્યો જાય કે તેની અસર આખા નિબંધ ઉપર થાય અને તે સારો ગણાય.

એકજ વિષય ગમે તે રૂપમાં લખી શકાય છે એ વાત બરાબર સમજાવવાને માટે નીચે અમે આગગાડીનો વિષય લઇ તે વિષે વર્ણન, કથન, ને વિવેચનરૂપે કેવું જુદું જુદું લખી શકાય તે બતાવ્યું છે. વિસ્તાર ન કરતાં પેટાનાં નામજ માત્ર લખ્યાં છે, તોપણ એકેકો નિબંધ કેવડો મોટો થઇ શકે તે એ ઉપરથી સાફ માલમ પડશે. જો નિબંધકારમાં જોઇતું જ્ઞાન ને બુદ્ધિ હોય, તો એકેકા નિબંધની ચોપડીજ થાય, અને એ રીતે આગગાડી વિષે ત્રણ ચોપડી થાય તેમાં એકે હકીકત સામાન્ય માલમ પડે નહિ.

---

### ( आगगाडी विषे वर्णनरुप निबंध. )

કોઇ **એક મોટા સ્ટેશનનો દેખાવ**—લોકો તથા ગાડી ઘોડાની ભીડ, ટીકેટ કરાવવાની તથા માલ ચડાવવાની દોડાદોડ, પોલિસનો બંદોબસ્ત, મેવા મીઠાઇવાળાની દુકાનો વિગેરે—સ્ટેશનમાં જવું, સ્ટેશનની બાંધણી તથા રચના,

આગગાડીનું આવવું, તેનો દેખાવ, ઉતારૂઓનું બેસવું, વગેરે.

**૨. ગાડીનું વર્ણન**--તેમાં માણસ કેટલાં ને કેવી રીતે બેશી શકે છે, કેટલી ગાડી તથા ગાડાં સાંકળેલાં હોય છે, તેનો ભાર, વરાળયંત્રનું જોર, વગેરે.

**૩. એન્જિનનું વર્ણન**--ધુમાડાનું ભુંગળું, પાણીની કોઠી, વરાળ શી રીતે થાય છે અને તેનું માપ શી રીતે રખાય છે, વરાળયંત્રની ગોઠવણ, તેનું જોર ગાડીના પૈડાને શી રીતે લાગુ પડે છે, ગાડી ચાલતી વખતના આચકા અકસ્માતની દેહશત વગેરે.

**૪. લોઢાની સડક**--તેની પહોળાઇ, સલ્લીપાટ લોઢાના પાટા, એક પાટા ઉપરથી બીજા પાટા ઉપર ગાડી લઇ જવાની યુક્તિ વગેરે.

**૫. આગગાડીની સલામતીને સારૂ કરેલી ગોઠવણ**—સ્ટેશન ઉપરના હાથ, ફાનસો, ધજાઓ, વીજળીનો તાર વગેરે.

**૬. મુસાફરીની મઝા તથા અડચણો**--રળીઆમણો દેખાવ, પવનની લહેરો, ગાડીની ગડગડાટ, જાતજાતના લોકોનો મેળાવડો, જુદા જુદા સ્ટેશનોની શોભા, ખાવાપીવા, પાણી પિશાબ વગેરેની ગોઠવણ, જુદા જુદા વર્ગના ગાડાંમાં કેવી કેવી સગવડતા છે તે અને તેનો દર. ગાડીનો વેગ–સારે રસ્તે, નઠારે રસ્તે, પૂલપર. વિલાયતમાં કેટલા વેગથી ચાલે છે. આગગાડીના કાયદા (બહુજ ટુંકામાં).

**૭. છેવટ**--માણસનો આનંદ તથા આશ્ચર્ય–ઇંગ્રેજ લોકની ચતુરાઇ ને વિદ્યાની ખુબી, દેશીને બોધ, માણસ વિવેક બુદ્ધિનો ઉપયોગ કરે તો શું નહિ કરી શકે?

આ વર્ણન મુસાફરીના આકારમાં કર્યું હોય, એટલે જાણે નિબંધકાર આગગાડીની મુસાફરીએ ગયો હોય અને

જે જે જોયું હોય તે વર્ણવતો હોય એવી ઢબથી નિબંધ લખે તો તે બહુજ રસિક થાય, તો પણ એકજ વાર ગએલા સાધારણ મુસાફરથી એવો નિબંધ લખી શકાશે નહિ. એમાં જે હકીકતો, માપ, આંકડા વગેરેની જરૂર છે તેનું જ્ઞાન તો જાતે ઘણી તપાસ અને પૂછપાછ કરીનેજ મેળવવું જોઇએ,

( आगगाडी विषे कथनरूप निबंध. )

૧. આગગાડી નીકળી તે પહેલાં ખુસ્કી કે તરીને માર્ગે જવાનાં વાહનો કેવાં હતાં ? આગબોટો કયારની ચાલતી થઇ હતી ? વગેરે.

૨. આગગાડી બનાવવાનો વિચાર પહેલવહેલો કોને સૂઝયો ? તે કોણ હતો ? તે કેટલા વરસ સુધી મથ્યો અને છેવટે કેવી રીતનો શોધ કર્યો ? એ શોધ અમલમાં આણતાં કેવી કેવી હરકતો નડી ? લોકોએ કેવી હાંસિ તથા અડચણ કરી ? પહેલવહેલી લોઢાની સડક કયાં બંધાઇ ? તે કેવડી હતી, અને તે ઉપર ગાડી કેટલા વેગથી ચાલતી ?

૩. સ્ટિવન્સનના શોધ પછી તેમાં કેવો સુધારો થતો આવ્યો છે, અને હાલ તેની કેવી સ્થિતિ છે ? હાલ ઇંગ્લાંડમાં લોઢાની સડક કેટલી બધી ફેલાઇ ગઈ છે ? તેથી એના વેપાર રોજગારમાં કેટલો બધો વધારો થઇ ગયો છે ? દુનિયામાં બીજે ઠેકાણે કયાં કયાં રેલવે બંધાઇ છે તેની ટુંકી હકીકત.

૪. હિંદુસ્તાનમાં રેલવે બાંધવાનો કયારે અને કોને વિચાર સૂઝયો ? પહેલવહેલી કયે ઠેકાણે, કેવી રીતે બંધાઇ ? ત્યાર પછી બીજી રેલવેઓ કયાં અને કયારે બંધાઇ ? હાલ હિંદુસ્તાનમાં જે જે રેલવેઓ છે તેનાં નામ, અર્થ, વિસ્તાર, અને વિશેષ હકીકત. એથી મુસાફરી તથા વેપારને

કેવી સુગમતા મળી છે તેનું ટુંકું વર્ણન. હજી કયે ઠેકાણે રેલવે બંધાવાની જરૂર છે?

૫. ગૂજરાતમાં ક્યારે રેલવે બંધાવા માંડી, ક્યારે બંધાઇ રહી? તે વેળા લોકોને કેવું લાગ્યું? હાલ એ રેલવેથી કેવા કેવા ફાયદા થાય છે?

૬. ઉપસંહાર. એક માણુસ ખંતથી શું શું કરી શકે છે? એવા માણુસને લોક પ્રથમ હસે છે પણુ તેથી પરિણામે આખી દુનિયાને લાભ થાય છે, અને તે માણુસની કિર્તિ બધે ગવાઇ રહે છે.

આ રીતે નિબંધ લખનારામાં બેશક ઐતિહાસિક જ્ઞાન ઘણુંજ જોઇએ અને પદાર્થવિજ્ઞાન તથા આગગાડીની કળાનું પણુ સામાન્ય જ્ઞાન તો જોઇએજ.

**( आगगाडी विषे विवेचनरुप निबंध. )**

૧. આગગાડી એ આ જમાનાનો એક ચમત્કાર, અને વિદ્યાનું મોટું પરાક્રમ છે. એને ખેંચવાને ઘોડા કે બળદ જોઇતા નથી, એને થાક લાગતો નથી. રાત ને દહાડો કામ કરે છે. એનું બળ કેટલું? વેગ કેટલો? તે છતાં કોયલા સિવાય બીજું એને કાંઇ ખાવા જોઇતું નથી. વરાળયંત્રે દુનિયામાં મોટો ફેરફાર કરી નાંખ્યો છે. માટે એવી રચના સમજવી જોઇએ.

૨. વરાળયંત્રમાં શી રીતે ગતિ ઉત્પન્ન થાય છે તેની વિસ્તારથી સમજ. આગગાડીની વિશેષે રચના કે જે વડે પૈડાં ફરે છે અને ગાડી ચાલે છે.

૩. આગગાડીના ફાયદા:--

अ. વેપારનો બેહદ વધારો:-વખતસર અને સસ્તે ભાવે એક ભાગની પેદાશ બીજા ભાગમાં લઈ જવાય છે. તેથી બંને ભાગના લોકને ફાયદા થાય છે-પોતાનો માલ ખપે છે

અને પારકો માલ મળે છે. વેપાર વધવાથી ઉદ્યોગ વધે છે અને બીજા પણ ઘણા લોકની રોજી જાગે છે. આગગાડી ન હોય, તો એક ભાગની પેદાશ ત્યાંની ત્યાંજ નામની કિંમતે વેચવી પડે, અને ગાડામાં મોકલે તો વાટમાં બગડી જાય કે ખરચ એટલો બધો થઇ પડે કે ત્યાં વેચાઇ શકે નહિ. બંદરના જે ફાયદા છે તે આગગાડીથી સઘળાં ગામને મળે છે.

ખ. મુસાફરી સહેલી અને સુખરૂપ થઈ પડે છે. માણસનાં ધાર્યાં કામ કેવી રીતે થઇ શકે છે તેની કાંઇક વિગત. વખતનો ને પૈસાનો બહુ બચાવ થાય છે, અને તેથી લોકોને સહેજ કારણને માટે પણ મુસાફરી કરવાનું મન થાય છે. બળદની ગાડીના દુઃખની સાથેની આગગાડીની સગવડોનો મુકાબલો, તેથી દેશાટણ ને જાત્રા કરનારા લોકોમાં કેટલો વધારો થયો છે તેના પ્રત્યક્ષ દાખલા; હાલ આગગાડીએ અંતર ને કાળનો તો જાણે નાશજ કરી નાંખ્યો છે અને તેથી માણસો દૂર દૂરને ઠેકાણે પણ ધંધો રોજગાર કરવા ખુશીથી જઇ શકે છે. એથી પ્રયાસ ને વેપારનો વધારો, અને તેની દેશની આબાદી ઉપર સારી અસર.

ક. દેશની સમાધાની સહેલથી જળવાઇ શકે છે. અસલ જ્યારે હિંદુસ્તાનના એક ભાગથી બીજા ભાગમાં જતાં છ છ મહીના ને વરસ દહાડો લાગતો, ત્યારે જૂદા જૂદા ભાગમાં કેટલું બધું લશ્કર રાખવું પડતું હતું ? હાલ થોડા લશ્કરે બધો દેશ પહેલાં કરતાં વધારે સારી રીતે જાળવી શકાય છે. બંડની ઇચ્છા આગગાડી ને તારનું નામ સાંભળીજ મરણ પામે છે. એથી દેશના લશ્કરી ખરચમાં ઘટાડો અને સમાધાનીનો વધારો.

૪. પૂર્વપક્ષ અને સમાધાન.

**અ.** ગાડીવાળા ભૂખે મરશે એ દેહેશત તો અનુભવથી ખોટી ઠરી છે, પણ ઉલટો ગાડાંમાં ગામેગામ બહુજ વધારો થએલો માલમ પડે છે. એમ થવાનું કારણ એ છે કે ભાડું સોંઘું થવાથી જનાર આવનાર તથા વેપારમાં બહુજ વધારો થયો. એ વધારો કેટલો બધો છે તે એક સ્ટેશન ઉપર દરરોજ કેટલા ઉતારૂ ને માલ ચડે છે, અને આગ-ગાડી થયા પહેલાં રોજ કેટલાં ગાડાં જતાં હતાં તેનો મુકાબલો કરવાથી માલુમ પડે છે. આ વધારાથી આગગાડીને જોઇતું કામ મળ્યું એટલુંજ નહિ. પણ ગાડાઓનો પણ પહેલાં કરતાં ખપ વધ્યો.

**બ.** મોંઘવારી થાય એ કહેવું પણ ખોટું છે. અમુક વસ્તુઓ જેનું પહેલાં કાંઇ ઉપજતું નહિ હોય તેની હાલ વધારે કિંમત બેસતી હશે ખરી. પણ તેના બદલામાં જે વસ્તુઓ પહેલાં સ્વપ્નમાં પણ મળી શકતી નહોતી તે હાલ મધ્યમ કિંમતે સઘળાને મળી શકે છે. જે વસ્તુ આપણા ભાગમાં મોંઘી થાય છે તે બીજા ભાગના લોકોને સોંઘી મળે છે, અને આપણા વેપારીને નફો થાય છે. દુકાળ જેવા વખતમાં આગગાડીથીજ લાખો માણસ મરતાં બચે છે. દક્ષિણના અને કાઠીયાવાડના છેલ્લા દુકાળોના દાખલા, બીજા ભૂખે મરે અને આપણે ત્યાં જરા મોંઘવારી પણ ન થાય એમ ઇચ્છવું એ મહા દુષ્ટ, તેમજ બેવકુફી ભરેલી ટુંકી નજરનું કામ છે, કેમકે એવી રીતનો આપણો વારો પણ આવેજ. આગગાડીથી ઘણા માણસને ઘણું સુખ મળે છે.

**ક.** અકસ્માત થાય તો ઘણાનો જીવ જાય એ વાત ખરી, પણ એવા અકસ્માત કોઇજ વેળા બને. ગાડી,

ઘોડા, હોડી વગેરેથી માણસો મરી જાય છે અથવા અપંગ થાય છે તેવી દશવીસ વર્ષની આખા દેશની સરાસરી કહાડીએ તો તેટલી મુદ્દતમાં આગગાડીથી નિપજેલા કજાએ કરતાં ઉલટી વધારે માલમ પડશે. તે જુદે જુદે ઠેકાણે અને જુદે જુદે વખતે થાય છે અને આ એક ઠેકાણે એકજ વખતે થાય છે તેથી આગગાડીના અકસ્માત વધારે ભયાનક લાગે છે, બાકી એમાં તો જિંદગીની સલામતી વધારે છે.

૫. સડકો, આગગાડી, તાર વગેરે દેશની આબાદીનાં મોટાં સાધનો છે. સુધરેલા રાજ્યની એ મુખ્ય નિશાની છે. યુરોપની સમૃદ્ધિનું એજ કારણ. આપણા દેશમાં પણ એનો જેમ જેમ વધારો થાય તેમ સારૂં.

☞ આ રીતે લખનાર અર્થવિદ્યા અને પદાર્થ વિજ્ઞાનમાં કુશળ હોવો જોઇએ.

આ ત્રણ નમુના ઉપરથી માલમ પડશે કે એકજ વિષય ઉપર કેવી જુદી જુદી જાતના નિબંધ લખાઈ શકે છે, અને તે દરેકમાં કેટલું બધું લખવાનું છે. ઉપર જે અમે ટાંચણ બતાવ્યું છે તે સૌ માત્ર ઇસારા દાખલ છે—એથી પણ એમાં ઘણી વધારે વિગત અને પેટા પણ આવી શકે. આ ઉપરથી જણાશે કે આગગાડી વિષે મોટી ત્રણ ચોપડી થઈ શકે અને તેમાં એક અક્ષર પણ મળતો આવે નહિ. મુસાફર અથવા વર્ણન કરવાની શક્તિવાળો પહેલી જાતની ચોપડી, તવારીખ જાણનારો બીજી જાતની અને શાસ્ત્રજ્ઞાનવાળો ત્રીજી જાતની ચોપડી લખે. ત્રીજી જાતમાં વળી બે પ્રકાર સમાએલા છેઃ—અર્થવિદ્યા અને પદાર્થવિજ્ઞાન, અને એ દરેક બાબત ઉપર પણ નિરાળી ચોપડીઓ થઈ શકે. વેપારી લખવા બેઠો હોય તો તે અર્થવિદ્યાની અને હકી-

કતોની મદદ લઈ આગગાડીના ફાયદા ગેરફાયદા તથા ક્યાં ક્યાં અને કેવી જાતની કરવી જોઇએ તે વિષે પુસ્તક લખે, અને તેમજ યંત્રશાસ્ત્રી એની રચના વિષેજ એક ગ્રંથ લખે, અને ઇંગ્રેજી જેવી ખેડાએલી ભાષાઓમાં એ પ્રમાણેજ પુસ્તકો લખાએલાં છે. આ ત્રણમાંથી એકે બાબત ઉપર જેને વિશેષ જ્ઞાન નથી તે તો એ ત્રણે પ્રકાર ભેળા કરી પોતાનું જેમાં વિશેષ બળ હોય તેવી વાતો વધારે આવે એવી તજવીજથી એકજ નિબંધ લખે, તેને મિશ્ર રૂપનો નિબંધ કહીએ. સાધારણ લખનારા મિશ્ર નિબંધજ લખે છે અને તેવાજ તે લખી શકે. મિશ્ર નિબંધ ચતુરાઇથી લખ્યો હોય તો તે વાંચતાં સર્વને રસ લાગે તથા બોધ મળે એવો થઈ શકે. તેના નમુના દાખલ અમે નીચે મુખ્ય મુખ્ય પેટાં પાડી બતાવીએ છીએ.

૧. વરાળયંત્ર તથા આગગાડીનું વર્ણન.

૨. એની શોધ તથા હાલ ક્યાં ક્યાં લોઢાની સડકો બંધાઇ છે તે.

૩. આગગાડીથી મુસાફરને તથા વેપારને ફાયદા.

૪. છેવટે જુદી જુદી જાતના વિચાર તથા બોધ.

આ રીતે લખતાં જેની વર્ણનશકિત સારી હોય તે પહેલા, ઇતિહાસ જ્ઞાન વધારે હોય તે બીજા, અને તોલનશક્તિ વધારે હોય તે ત્રીજા પેટાનો વિસ્તાર વધારે કરે. અને એ ત્રણેના નિબંધ સારા લાગે તોપણ બીજાં પેટાં રહી જવાં ન જોઇએ. એમાંનું એકે પેટું ભરતાં વિશેષ બુદ્ધિ જ્ઞાનનો ખપ પડે એમ નથી. સાધારણ માણસ આ મિશ્રરૂપ નિબંધ લખી શકે.

---

# प्रकरण ३ जुं.

---

## નિબંધની ભાષા સંબંધી *સ્વકલ્પ વિચાર.

આપણે પ્રથમ કહ્યું હતું કે નિબંધ લખવામાં વિચાર ને ભાષા એ બંને ઉપર સરખુંજ ધ્યાન આપવાનું છે. વિચાર કેવા પ્રકારના જોઇએ, અને તેને કેમ ગોઠવવા તે વિષે આપણે કહી ચૂકયા, અને હવે ભાષા કેવી લખવી તે બાબત કાંઇ કહીએ છીએ.

**१. याद राखवुं के परीक्षामां निबंध लखावे छे तेनो मुख्य हेतु तेमने केवी भाषा लखतां आवडे छे तेज जाणवानो होय छे.**

એટલે, લખનારમાં સામાન્ય જ્ઞાન કે બુદ્ધિ કેટલી છે એ જાણવાને સારૂ નિબંધ લખાવતાજ નથી. કોઇનામાં કોઈ વધારે જ્ઞાન કે બુદ્ધિ હોય તો તે જણાઇ આવે ખરી અને તે પ્રમાણે તેનો નિબંધ ચડીઆતોએ ગણાય, તો પણ પરીક્ષકનો મૂળ હેતુ એ જાણવાનો નથી.

આ વાત લક્ષમાં ન હોવાથી ઘણા નિશાળીઆઓ ખત્તા ખાય છે. તેઓ નિબંધના અર્થ ઉપરજ બધું ધ્યાન આપે છે અને ભાષા તો જેવી લખાય તેવી લખી નાંખે છે. આ ગાંડી બેપરીકરાઇનું ફળ એજ થાય છે કે તેઓ નિબંધમાં એકે દોકડો મેળવી શકતા નથી. જો નિબંધ

---

* સ્વકલ્પ પણ અહિંયાં યથાસ્થિત લખવું અશક્યજ છે, કેમકે ભાષાના ગુણદોષમાં કાંઈ પણ ઉંડાણથી ઉતરવા જઇએ તો આખા સાહિત્યશાસ્ત્રને થોડું ઘણું પણ છેડયા વિના ચાલેજ નહિ એમ છે. માટે એ વિષય તો અન્ય સ્થળે અન્ય પ્રસંગેજ, ઇશ્વરેચ્છાએ.

લખાવવાનો શો હેતુ છે તે જાણતા હોય, તો તેઓ કદી આમ કરે નહિ અને જો ભાષા ઉપર ધ્યાન આપે તો મધ્યમ રીતની તો સૌએ લખી શકે, કેમકે પોતાની ભાષામાં લખવું એ કાંઇ ઘણું અઘરૂં કામ નથી-માત્ર-ભાષા ઉપર ધ્યાન આપવું જોઇએ એ જાણવું બસ છે.

**२. भाषामां प्रथम तो अक्षर, जोडणी, अने विराम चिन्ह उपर संपूर्ण ध्यान आपवुं.**

નિબંધ તપાસનાર હમેશાં આ ત્રણ બાબતના કાંઇક દોકડા જુદાજ ગણે છે, અને આ ત્રણ વાતમાં નિબંધ સારો હોય તેને પાસ થવાની ઘણીજ હુલેશત રહે છે આ ત્રણ વાત મનુ એવી છે કે જો લક્ષ આપે, તો એમાં સઘળા સારા દોકડા મેળવી શકે. માત્ર એમાં આપણુંજ કામ છે.

"કૉપી" ના જેવાજ નિબંધમાં અક્ષર લખવાની જરૂર નથી, પણ તે સુઘડતાઈ ભરેલા અને સહેલથી વંચાય એવા તો જોઇએજ, ડાઘાડુઘી કે એ'રણ સૂથણ કદી પણ કરવું નહિ, વાંકા ચૂંકા પાંખડાઓ ખેંચીને કદી પણ રૂકડાઇ બતાવવા જવું નહિ. પાંખડા વિના સાદા કામચલાઉ અક્ષર લખવા કદી ભૂલવું નહિ; નિબંધ તપાસનારને તે વાંચતાં જેટલી મહેનત પડે છે તેનો બદલો તમારા દોકડામાંથી (જાણે કે અજાણે) વાળી લીધા વિના તે કદી રહેવાનો નથી. પરીક્ષાના સઘળા કાગળીઆ લખતી વેળા આ વાત ધ્યાનમાંજ રાખવાજોગ છે. વાંચતાં પરીક્ષકને કંટાળો ઉપજ્યો કે સ્વાભાવિક રીતેજ તેની કલમમાંથી થોડા દોકડા નીકળવાના. શબ્દે શબ્દ જૂદા લખવાનો ધારો કદી પણ ભૂલવો નહિ. એમ કરશો તો વંચાય એવું સહેલથી લખાશે.

જોડણી તથા વિરામ ચિન્હ એ તો નિબંધમાં જોવાની મુખ્ય વસ્તુઓજ છે. જોડણીની ઘણી ભૂલો હોય તો ગમે એવો સારો નિબંધ હોય તોપણ તે રદ્દજ ગણવામાં આવે.

વિરામચિન્હ છાપેલી ચોપડીમાં શી રીતે મૂકવામાં આવે છે તે જોવું, અને નિબંધ લખતી વેળા તેમ કરવું. થોડો મહાવરો પડયા પછી તેમને એ કામ સહેલું થઇ પડશે. પૂર્ણવિરામ ને અલ્પવિરામ તો બરાબર મૂકતાં આવડવાંજ જોઇએ. એ વિના લખાણ શોભતુંજ નથી. એ મૂકવાના નિયમ આ ચોપડીને છેડે આપ્યા છે.

**૩. વાક્ય રચતી વેળા પ્રથમ તો પોતાના મનમાં જે હોય તે સ્વાભાવિક રીતે જેમ બોલાતું લખાતું હોય તેમજ લખી જવું, અને પછીથી તેમાં જે દોષ દેખાય તે દૂર કરવા.**

આ નિયમનો ઉદ્દેશ એ છે કે લખવામાં ડોળ કરવું નહિ. જાણી જોઇને મોટા મોટા શબ્દ કે વાક્ય લખવાથી નિબંધ કદી પણ સારો થાય છે એમ સમજવું નહિ. સરલ—બધાથી સમજાય એવી—અને આપણો ધારેલો અર્થ જેમાં બરાબર સમાઇ રહે તેજ ઉત્તમ ભાષા કહેવાય છે. બધા લોક જે રીતે બોલતા લખતા હોય તે રીતેજ આપણે લખીએ, તો આપણી ભાષા બધાથી સમજાય. ડોળ કરવાથી ઉલટી તે બગડી જાય, કોઇને તેમાં સમજ પડે નહિ, અને વખતે અર્થનો અનર્થ પણ થાય.

મોટા શબ્દ કે વાક્ય નજ લખવાં એમ કાંઇ કહેવાની મતલબ નથી. મતલબ એ છે કે જેમ બોલાતું હોય તેમ લખવું ને ડોળ [illegible]

મોટા શબ્દ કે વાકય આવતાં હોય તો આપણે પણ તેમ કરવું. શિખાઉને ડોળ કરવાનું બહુ મન થાય છે, તેથી આ નિયમ આપવાની જરૂર પડે છે.

કદાપિ કોઇ કહેશે કે બોલાતું હોય તેમજ લખીએ તો તો નિબંધ અશુદ્ધ ને નઠારો થઇ જાય. જો બોલનાર જાતે કેળવાએલો હોય, તો તો એ પ્રમાણે કદી થાયજ નહિ. તેની કેળવણીમાં ખામી હોય, તો એમ બનવાનો કેટલોક સંભવ છે ખરો, અને તે માટેજ એ નિયમમાં કહ્યું છે કે એમ લખી ગયા પછી તેમાં જે દોષ હોય તે દુર કરી જવા.

ભાષામાં દોષ કેવા કેવા આવી શકે એનું બરાબર વિવેચન કરવા બેસીએ તો વિષય બહુજ વધી જાય અને એક નિરાળો ગ્રંથ થાય, માટે ભાષામાં મોટા ગુણ કયા કયા જોઇએ તેજ કાંઇ નીચે સમજાવીએ છીએ.

**૪. શુદ્ધિ, રૂઢી, યથાર્થતા, અને સુવર્ણતા એ ચાર ગુણ જે ભાષામાં હોય તે ભાષા ઉત્તમ કહેવાય છે.**

એ ચારે ગુણ સમ્પૂર્ણ રીતે ભાષામાં આણવા એ બહુજ વિકટ કામ છે, અને તે થોડાનાજ લખાણમાંજ હોય છે. એવી વાણી તો વિરલા ગ્રંથકારોનીજ હોય છે. ઘણો અભ્યાસ, ઘણું જ્ઞાન, ઘણી રસિકતા, અને ઘણી બુદ્ધિ સ્વાભાવિક રીતે હોય ત્યારેજ એ ચારે ગુણ સમ્પૂર્ણપણે આવી શકે છે.

તોપણ સઘળાના લખાણમાં શુદ્ધિ અને રૂઢી એ બે ગુણ તો સહેલથી આવી શકે; અને તે આવવાજ જોઇએ. એ બે ગુણ વિના તો લખાણ નકામું ફેંકી દેવાનુંજ ગણાય.

**૫ દેશમાં માન્ય વર્ગના લોકો જે શબ્દને અને વાક્યરચના વાપરતા હોય તેજ શુદ્ધ કહેવાય.**

પ્રથમ તો માન્ય વર્ગ કોને કહેવો એ જાણવું જોઇએ, કેમકે તેના બોલવા ઉપર ભાષાની શુદ્ધતાનો બધો આધાર છે. જેનું બોલવું બધાએ દેશમાં શુદ્ધ માન્ય છે તેનું નામ માન્યવર્ગ. ગામડીઆ કરતાં શહેરની, નીચ વર્ણ કરતાં ઉંચ વર્ણની, અને અભણ કરતાં કેળવાયલાની ભાષા શુદ્ધ મનાય છે. માટે શહેરના ઉંચ વર્ણના ભણેલા માણસો જે પ્રમાણે બોલે તે શુદ્ધ.

ભાષાશુદ્ધિનું આ સિવાય બીજું માપ નથી. વ્યુત્પત્તિ કે મૂળ રૂપ ઉપર એનો કાંઇ પણ આધાર નથી. માન્ય વર્ગમાં જે બોલાયું તે શુદ્ધ; અને એથી જે ઉલટું તે સઘળું અશુદ્ધ. ગામડીયા, પ્રાંતભેદના, પરભાષાના, કે વ્યાકરણદોષવાળા શબ્દ વપરાવા નહિ. ગામડીયા બોલ તો સહજ ઓળખાઈ આવે છે, અને તે વાપરવાથી હાંસિ થાય છે.

પ્રાંતભેદના શબ્દ એટલે જે શબ્દ દેશના અમુક ભાગમાં બોલાતા હોય તે. ગુજરાતી ભાષામાં મુખ્ય ત્રણ પ્રાંતભેદ છે:- કાઠીયાવાડી, ચરોતરી ને સુરતી. પ્રાંતભેદનો દોષ દૂર કરવો એ શિખાઉને માટે અઘરૂં છે, કેમકે તે પ્રાંતના માન્ય વર્ગના લોકના બોલવામાં પણ વખતે એવા શબ્દ હોય તે છતાં હાલ કેળવાયલા લોકની બોલી ગુજરાતમાં બધે એક થવા લાગી છે અને સરકારી વાંચનમાળામાં ખાસ ધ્યાન આપીને પ્રાંતભેદ વગરની ભાષા લખી છે. કેટલાક ગ્રંથકારોની પણ ભાષા એવીજ શુદ્ધ છે. તેથી એ બધાનો લક્ષપૂર્વક અભ્યાસ કર્યો હોય તો પ્રાંતભેદનો દોષ દુર થઇ શકે.

પરભાષાના શબ્દને માટે એમજ સમજવું. જે શબ્દ માન્ય વર્ગના લોકો બોલે છે તે પછી સંસ્કૃત હોય, અપભ્રંશ હોય, ફારસી હોય, કે ઇંગ્રેજી હોય તો તે શુદ્ધ ગુજરાતીજ છે એમ

યાદ રાખવું કે શબ્દ શુદ્ધ હોય તોપણ તે રૂઢ ન હોય. અરજી ને વિજ્ઞપ્તિ એ બંને શબ્દો શુદ્ધ છે, એટલે ગુજરાતીમાં વપરાઇ શકે છે, તોપણ પ્રસંગ પ્રમાણે ઉપયોગ કરવો જોઇએ. સરકારમાં અરજી કરી એમ બોલવું હોય, ત્યાં સરકારને વિજ્ઞપ્તિ કરી એમ બોલીએ, તો રૂઢીનો મોટો દોષ ગણાય. દહેરૂં, મંદિર, અને દેવલ એ ત્રણે શબ્દના અર્થ તથા વ્યુત્પત્તિ પણ ઘણું કરીને સરખીજ છે, તોપણ રૂઢી પ્રમાણે એ બોલ જે પ્રસંગે બોલાય છે તેજ પ્રસંગે બોલવા જોઇએ. મહાદેવનું મંદિર, ગોસાંઇજીનું દેવલ, અને ખ્રિસ્તિનું દહેરૂં એમ બોલીએ તો શુદ્ધ ગુજરાતી માણસને હસવું આવ્યા વિના રહે નહિ. વાક્ય રચનાનું પણ એમજ સમજવું.

**૭. जे अर्थ मनमां धार्यो होय तेज अर्थ भाषामांथी नीकळे तेने यथार्थता कहीए.**

તમને કદાપિ એમ લાગશે કે આ કામ કાંઇ અઘરૂં નથી, અને કહેશો કે સઘળા માણસો ધારેલો અર્થજ બોલે, પણ એમ નથી. મનનો અર્થ બરાબર ભાષામાં એવી રીતે ઉતારવો, કે ધાર્યા કરતાં કાંઇ અર્થ વધી કે ઘટી જાય નહિ અથવા ભાગમાં કાંઇ ફેર પડે નહિ. આ કામ બહુજ વિકટ છે. તે એટલું અઘરૂં છે, કે ઘડાએલા ગ્રંથકારોમાંથી પણ થોડાજ તે બરાબર કરી શકે છે. ભાષાનો એ સર્વોપરી ગુણ છે, અને તે મેળવવાને માટે સૂક્ષ્મ બુદ્ધિ, ઘણી કેળવણી, અને ઘણો અનુભવ જોઇએ છીએ. શિખાઉને તો યથાર્થતા શું એજ પ્રથમ સમજાતું નથી.

આ ગુણ મેળવવાને માટે શબ્દે શબ્દનું તોલન કરવાનો મહાવરો રાખવો જોઇએ. અને દરેક વખતે વિચાર કરવો કે શબ્દમાં જરા પણ ફેરફાર કરવાથી અર્થ કે ભાવમાં કેટલો ફેર પડી જાય છે.

આ ગુણ ભાષામાં ન હોય, તો વખતે પ્રશંસા ધારી હોય ત્યાં નિંદા અને નિંદા ધારી હોય ત્યાં પ્રશંસા અજાણપણામાં થઇ જાય છે. અને સમજુ વાંચનારને હસવું આવે છે. આ ગુણ પરિપૂર્ણ રીતે શાસ્ત્રીય ગ્રંથોમાંજ જોવામાં આવે છે.

**૮. शब्द के वाक्यना अक्षर एवा होय के तेथी सांभळनारनां मन राजी थाय, अने अर्थना रसमां ते शब्दोना ध्वनिथीज वधारो थाय तेने सुवर्णता के संध्वनि कहीये.**

આ ગુણને અર્થની સાથે કાંઇ સંબંધ નથી, તે ઉચ્ચારની ઉપરજ આધાર રાખે છે. એનો હેતુ ફક્ત કાનને સારૂ લગાડવાનોજ છે, તો પણ એ ગુણ કેટલેક દરજ્જે અવશ્યનો છે. અર્થ સારો હોય પણ શબ્દો જો કાનને કરડે એવા હોય, તો તે સાંભળી કોઇ પણ રાજી થાય નહિ, તેમજ કોઇ વખત શબ્દ એવા સરસ ઉચ્ચારણના હોય ને ઉપવાક્યો વખત પ્રમાણમાં લહેકાતાં ચાલ્યાં જાય કે અર્થ ખુળ જેવો હોય તો પણ તે વાક્ય સાંભળીને માણસનાં મન રાજી રાજી થઇ જાય.

આ ગુણ ઉત્તમ કવિયોમાં સમ્પૂર્ણ રીતે જોવામાં આવે છે. ગદ્યના ગ્રંથોમાં એ ગુણ અમુક દરજ્જેજ આવી શકે અને હદની બહાર હોય, તો તો તે સદા ધીક્કારવા જોગજ ગણાય છે.

નિબંધ લખનારે આરંભમાં તો કદિ પણ શબ્દની ટાપટીપ કરવા તરફ ધ્યાન રાખવું નહિ. એણે તો શુદ્ધિ, રૂઢી ને યથાર્થતાના ગુણ મેળવવાનીજ ખંત રાખવી. સુવર્ણતા તો એની મેળે જેટલી આવે તેટલાથીજ સંતોષ માનવો.

---

# प्रकरण ४ थुं.

## કેટલાક નિબંધોની સંક્ષિપ્ત નોંધ.

### ૧. સ્ત્રી કેળવણી.

૧. **કેળવણીની વ્યાખ્યા.** સંસારમાં પોતપોતાનાં કર્ત્તવ્ય સારી રીતે કરવામાં કેળવણીની સઘળાંને જરૂર છે. પુરૂષ કરતાં સ્ત્રીને કાંઈ ઓછાં કર્ત્તવ્ય નથી. જેઓ કે સ્ત્રી કેળવણીને નકામી ગણે છે તેઓ કેળવણીનો અર્થ જ સમજતા નથી.

૨. **નહિ કેળવાએલી સ્ત્રીનું વર્ણન તથા તેના ગેરફાયદા.**

અ. સ્ત્રીએ ઘરમાં પ્રધાનપટાનું કામ ચલાવવું જોઈએ, તેમ તે કરી શકતી નથી. પણ એક ગુલામડીના જેવું જ વૈતરૂં કરી જાણે છે. એથી પુરૂષને ઘરની ને બહારની બંને ફિકર રાખવી પડે છે. પણ ગૃહસ્થાશ્રમના કામની ખરી વેંચણી તો એ છે કે પુરૂષે બહારથી કમાઈ લાવવું અને સ્ત્રીએ ઘર ચલાવવું.

બ. બાળકોની સંભાળ તથા કેળવણી એ સ્ત્રીનું ખાસ કામ છે, પણ તેનાથી તે બિલકુલ થઇ શકતું નથી, બાળ-કેળવણીમાંથીજ તે સારી અપાય; ભણેલી માને લીધે સારાં નીવડેલાં છોકરાંઓનાં ઉદાહરણ.

ક. ધણી ધણીયાણીની કેળવણીમાં ફેર હોવાથી તેઓને બનતું નથી. કજોડે બળદથી શી રીતે ગાડું ચાલે?

ડ. વહેમો તથા અજ્ઞાન સ્ત્રી પુરૂષને સારાં કામમાં નિરંતર આડે આવે છે અને છોકરાંઓને બગાડે છે.

૩. **સુધરેલા દેશોમાં સ્ત્રી કેળવણી અવશ્યની ગણાય છે.**

અ. સ્ત્રીઓ જ્યાં સુધી ભણેલી નથી ત્યાં સુધી કોઇ પણ

દેશ સુધરેલો શી રીતે કહી શકાય? વસ્તીનો અર્ધો ભાગ તો નિઃસંશય જંગલી રહેજ.

ब. સ્ત્રીઓ ભણેલી ન હોય ત્યાં પુરૂષની કેળવણી પણ અપૂર્ણજ રહે. છોકરાઓનો અને તેમજ પુરૂષોનો પણ કેટલોક કાળ સ્ત્રીઓના સહવાસમાં જાય છે, અને તેથી તેનો પાસ લાગ્યા વિના રહે નહિ.

क. અસલ જ્યારે આપણો દેશ સુધરેલો હતો, ત્યારે સ્ત્રી કેળવણી સારી રીતે અપાતી હતી તેના દાખલા.

### ૪. પૂર્વપક્ષ તથા તેનું સમાધાન.

अ. કમાવા જવું નથી એમ જે બોલે છે, તે કેળવણીનો અર્થજ સમજતા નથી. કમાવામાં જેટલી કેળવણીની જરૂર છે, તેટલીજ સ્ત્રીને ઘર ગોઠવણમાં છે; ઘરમાં ઘટતો ખરચ કરવો, હિસાબ રાખવો, છોકરાંને કેળવવાં, વગેરે કામો અભણ સ્ત્રીથી શી રીતે થઇ શકે?

ब. અનીતિ વધે એમ જે કહે છે તે પણ કેળવણીનો અર્થજ સમજતા નથી. કેળવણી એટલે ફક્ત ભણવુંજ એજ નથી. ભણવાની સાથે તન, મન, ને નીતિ એ ત્રણે પ્રકારની કેળવણી જોઇએ. સ્ત્રી કે પુરૂષ સર્વને નીતિ તથા ધર્મની કેળવણી જરૂરની છે. એવી કેળવણી ન આપી હોય તો વખતે માઠાં ફળ થાય, પણ એ ઉપરથીજ સિદ્ધ થાય છે કે કેળવણી આપવાની ખરેખરી જરૂર છે. અભણ સ્ત્રીઓમાં તો ઉલટાં દુરાચરણ વધારે હોય છે.

### ઉપસંહાર તથા બોધ.

## ૨. દેશાટણ.

**૧. દેશાટણની મઝા.** "જીવ્યા કરતાં જોયું ભલું" એ ઇચ્છા સ્વભાવિક છે.

### ૨. ઉપયોગી જ્ઞાન તથા હોંશીઆરી વધે છે.

अ. ઘણી વસ્તુઓ પ્રત્યક્ષ જોવામાં આવે છે.

**બ.** માણુસોના જૂદા જૂદા આચાર વિચાર જણાય છે; સારૂં નહારૂં શું તે ઓળખતાં આવડે છે, અને ટુંકી અભિમાન બુદ્ધિ દુર થાય છે.

**ક.** ઘાટ ઘાટનાં પાણી પીવાથી માણુસ હોંશિયાર ને પાકો થાય છે, કેમકે તરેહ તરેહના માણુસો એના જોવામાં આવી જાય છે.

**ડ.** ભાતભાતની વિદ્યાકળાઓ એના જોવામાં આવે છે.

**૩. વિદ્યાશાળામાં મળેલી કેળવણી દેશાટણ વિના** અપૂર્ણ ગણાય છે. ભણ્યાની સાથે ગણ્યા પણ થવું જોઇએ

**અ** દેશાટણનો યુરોપનો ધારો.

**બ.** એ બાબત અસલ ભરતખંડનો ધારો.

**૪. દેશાટણ સઘળાને ઉપયોગી છે.** વિદ્વાન, વેપારી, કે કારીગર જે થવું હોય તેમાં દેશાટણથી ફાયદો થાય.

**૫.** (ટુંકામાંજ) **હાલ તો આપણને ઇંગ્લાંડની મુસાફરી કરવાની વિશેષે કરીને જરૂર છે.** એ સંબંધી જે વહેમ છે તેથી દેશને મહામહા નુકસાન થાય છે.

**૬. ઉપસંહાર તથા બોધ.**

## ૩. ઇંગ્લાંડની મુસાફરી.

**૧. સામાન્ય દેશાટણના ફાયદા** (ટુંકામાં)

**૨. ઇંગ્લાંડની મુસાફરીને વિષે ફાયદા.**

**અ.** યુરોપ એ વિદ્યા, કળા તથા વ્યાપારનું મથક છે–હાલની કાશીયાત્રા એજ જાણવી.

**બ.** ઇંગ્લાંડની રાજવ્યવસ્થા એ હાલ ઉત્તમ રાજનીતિની નિશાળ છે. સ્વાધિનતાદિ ગુણો પ્રત્યક્ષ ત્યાંજ માલમ પડે છે.

**ક.** એ આપણા રાજકર્ત્તાનો દેશ છે. ત્યાંની રીતભાતથી વાકેફ થયા વિના અથવા ત્યાં જઇને મહેનત કર્યા વિના

આપણે ઘટતી દાદને પહોંચી શકીએ નહિ. દાકતરી, સિવિલસર્વિસ, ઇજનેરી વગેરે કેટલાક કામની મોટી પરીક્ષાઓ વિલાયતમાંજ થાય છે.

૩. પૂર્વપક્ષ અને તેનું સમાધાન.

अ. ત્યાં જાય તેને વટલવું પડે એમ નથી. ત્યાં સૌને પોતપોતાનો ધર્મ પાળવાની સમ્પૂર્ણ છુટ છે. ત્યાંની હવાને લીધે મદ્યમાંસ ખાવાં પડે એ પણ ખોટું છે; પરહેજગાર અને માંસાહાર નિષેધક મંડળીઓ ત્યાં છે. તે સુખેથી રહી શકે છે.

ब. અટક નદી ઓળંગવાનો પ્રતિબંધ. તેનું ખંડન. પ્રાચીન કાળમાં એવું બંધન નહોતું. વચલા વખતમાં આસપાસ જુલમી મુસલમાન રાજ્યો થવાથી એવો ધારો નીકળ્યો. હાલ તેની જરૂર રહી નથી.

क. હાલ એ વહેમ કેટલેક દરજ્જે દૂર થયો છે, અને કેટલાક માણસો વિલાયત જવા લાગ્યા છે. એ પ્રવાહ બંધ પડવાનો નથી.

૪. ઉપસંહાર તથા બોધ.

अ. યાદ રાખવું કે એ વિના આપણા દેશની ઉન્નતિ થવાની નથી. હુન્નરકળા અને રાજ પ્રકરણી હકો વિલાયત ગયા વિના કદી પણ આપણા લોકને પ્રાપ્ત થવાના નથી.

ब. માટે ઈંગ્લાંડ જનારી સંખ્યા વધવી જોઇએ, અને સઘળા દેશાભિમાની પુરૂષોનો ધર્મ છે કે તેમ કરનારને તન મન ધનથી ઉત્તેજન તથા સહાયતા આપવી.

## ૪. પુનર્વિવાહ.

**વ્યાખ્યા.** ધણીના મૂઆ પછી સ્ત્રીએ ફરીથી પરણવું તેને પુનર્વિવાહ અથવા વિધવા વિવાહ કહે છે; નાતરૂં એટલે તો ધણી જીવતો છતાં બીજાને જવું તે. પુનર્વિવાહનો

ધારો જેટલો સારો છે તેટલોજ નાતરાનો નઠારો છે.

૨. સ્વભાવિક રીતે એ બાબત સ્ત્રી ને પુરૂષના હક સરખાજ હોવા જોઇએ.

૩. હાલ એ બાબત હિંદુની જૂદી જૂદી નાતોમાં કેવો ચાલ છે તેનું કાંઇક વર્ણન.

૪. પુનર્લગ્ન કરવા દેવાથી થતાં નુકસાનો.

अ. વિધવાનાં અસહ્ય દુઃખો—તન, મન, ને ધનનાં.

ब. વ્યભિચાર, બાળહત્યા વગેરે થતા અધર્મો.

क. એથી કન્યાની ખોટ પડે છે, અને વસ્તી ઘટે છે.

૫. પૂર્વપક્ષ અને તેનું સમાધાન.

अ. શાસ્ત્રમાં મના નથી. પારાશરસ્મૃતિ. પ્રાચીન કાળમાં થયેલાં પુનર્લગ્નો.

ब. લોકો ધર્મ સમજી પુનર્વિવાહ નથી કરતા. પણ તેથી તો ઉલટો ઘણોજ અધર્મ થાય છે. માટે મના હોય તો પણ દેશકાળ જોઇને એ ધારો તો ફેરવવોજ જોઇએ.

क. ધણીને મારી નાંખે એ કલ્પનાજ ગાંડી છે. દુનિયામાં બધે પુનર્લગ્ન થાય છે પણ કોઇ ઠેકાણે એમ થતું નથી. એ માણસના સ્વભાવથીજ ઉલટું છે, માણસ સમ્પૂર્ણ પાપી પણ નથી ને સમ્પૂર્ણ પવિત્ર પણ નથી. એવું ઘોર કર્મ કરનાર સ્ત્રીઓ કદી પણ ઘણી નીકળેજ નહિ.

ड. ઊંચ નીચનો ભેદ શો? એ બોલવું કેવળ મૂર્ખાઇને મિથ્યાભિમાનનુંજ છે. શું મહા અધર્મી ચંડાળ કામ કરવામાં ઊંચપણું રહેલું છે? એ વિધવાઓના કર્મથી તો ખરૂં જોતાં બ્રાહ્મણ વાણીયા ઉંચને બદલે સાથી નીચ ઠરે છે.

૬. સાર તથા બોધ.

## ૫. બાળલગ્ન.

૧. બાળલગ્નનો ધારો છેક ગાંડો, અસ્વાભાવિક, ને મહા પાપી છે.

अ. જુવાનીમાં આવ્યાપછી સ્ત્રી પુરૂષે પોતાની મેળે પરણવું એજ સ્વાભાવિક છે. અસલ આપણા દેશમાં અને હાલ યુરોપમાં એમ થાય છે,

ब. હાલ માબાપ કેવી ગાંડી ને નિર્દય રીતે છોકરાંઓને માટે પસંદગી કરે છે તેનું વર્ણન.

क. માબાપ ગમે એટલી કાળજી રાખે, તો પણ નાનાં બાળક કેવાં નીવડશે તેની કાંઇ ખબર પડે નહિ; અને તેથી બાળપણમાં લગ્નજ કરવાં એ બહુ ખોટું.

૨. બાળલગ્નના ગેરફાયદાઃ—

अ. કજોડાં થાય છે, વિદ્યાભ્યાસ અટકે છે. અને શરીરે, બુદ્ધિએ તથા પૈસેટકે ખરાબ થાય છે.

ब. બાળપણામાં છોકરા વધારે મરે છે અને તેથી બાળલગ્ન કરવાથી ઘણી છોડીઓ બાળરાંડ થાય છે. માટે જે લોક પુનર્વિવાહ કરતા નથી તેણે તો ખસુસ બાળલગ્ન નજ કરવાં જોઇએ.

૩. અસલ આપણા દેશમાં કયારે પરણતા? તેથી દેશ કેવો સુખી હતો ?

૪. આખા ભવનું સુખ લગ્ન ઉપર આધાર રાખે છે. એ બાબતમાં માબાપે બેપરવાહી રાખવી એ કેવી નિર્દયતા કેવું મોટું પાપ, અને કેવી મૂર્ખાઇ!

૫. ઉપસંહાર, એ બાબતનો સુધારો બધાથી બની શકે એવો છે. એમાં શાસ્ત્ર કે ન્યાતની હરકત નથી. બોધ.

## ૬. ઉદ્યોગ.

૧. ઉદ્યોગ એ કુદરતનો પહેલોજ કાયદો જણાય છે.

अ. જગતમાં જે જોઇએ છીએ તે ઉદ્યોગથીજ બનેલું છે. દાખલા ઉદ્યોગ બંધ રહે તો પ્રાણીમાત્ર મરણ પામે. દાખલા.

ब. ઉદ્યોગથીજ શરીર સારૂં રહે છે.

क. કામ વિના મનને ગમતું નથી.

ड. માટે માણસને ઉદ્યોગ કરવો એજ ઇશ્વરની ઇચ્છા જણાય છે. એમ ન કરે તે મહા પાપી જાણવો.

૨. બીજા ઉપર આધાર રાખવો એ બહુ ખોટું, મૂર્ખાઇનું અને શરમ ભરેલું કામ છે.

૩. ઉદ્યોગ વિના દૈવ લૂલું છે. ઉદ્યોગી પુરૂષોના દાખલા અને તે ઉપરથી લેવાનો બોધ.

## ૭. માબાપની આજ્ઞા માનવી.

૧. છોકરાંઓનો એજ મુખ્ય ધર્મ છે.

૨. બાળક પોતાનું હિત અહિત સમજતું નથી. અને તેથી એનું સુખ માબાપના કહ્યા પ્રમાણે ચાલવામાંજ રહેલું છે.

૩. સઘળા ધર્મની એ સામાન્ય આજ્ઞા છે.

अ. માબાપના જેવું ખરી દાઝ જાણનાર અને શિખામણ આપનાર જગત્માં કોઇ બીજું નથી.

ब. તેની આજ્ઞા ન માનવી એ કેવી મૂર્ખાઈ, કૃતઘ્નતા અને નિર્દયપણું.

क. માબાપની આજ્ઞા ભંગ કરનારૂં બાળક આગળ જતાં બહુ દુઃખી થાય છે અને જન્મ સુધી પસ્તાય છે.

૪. મોટી ઉમરના માણસોએ પણ માબાપનું સદા માન રાખવું તથા યોગ્ય આજ્ઞાઓ પાળવી જોઇએ. જનધર્મમાં ભંગ પડાવે એવી આજ્ઞા હોય તો ન માનવી, પણ તેમનું માન તો સદાજ રાખવું અને તેમની સાથે હેત પ્રીતથી વર્તવું. માબાપનો ઉપકાર કદી પણ વાળી શકાય એવો નથી, અને તેમની આજ્ઞાઓ હમેશાં હિતબુદ્ધિથીજ ઉપજ્યા થાય છે.

## ૮. સત્ય.

૧. સત્ય એ સઘળા સદ્ગુણનો સાથી છે. અને સત્યના જેવું પરમેશ્વરને બીજું કાંઇ વહાલું નથી.

अ. તેથી માણસ માત્રનું પરમેશ્વરે સાચા તર્ફજ સ્વાભાવિક વલણ કર્યું છે. બાળકો અને પ્રપંચરહિત માણસો સાચુંજ બોલે છે. જૂઠામાં જૂઠા માણસ પણ એક દિવસમાં જૂઠા કરતાં સાચું વધારે બોલે છે. અર્થાત, સત્ય એજ સ્વાભાવિક છે. બીહીક અથવા લાલચથી વખતે માણસો જૂઠું બોલવાને ઉશ્કેરાય છે. પણ પાછળથી જયારે તેનાં પરિણામે માઠાં ફળ દેખે છે, ત્યારે જાણે છે કે સત્ય એજ કુદરતને તથા પરમેશ્વરને વહાલું છે.

ब. સાચું બોલવાથી સઘળી જંજાળ દૂર થાય છે, કેમકે તે ઉપર કહ્યું તે પ્રમાણે સ્વાભાવિક, અને તેથી સહેલું છે. જૂઠું બોલનારને હમેશાં ફિકરમાં ને ફિકરમાં રહેવું પડે છે અને તે છતાં આખરે પકડાઇ ગયા વિના રહેતો નથી.

क. સાચું બોલવાથી આત્માને ઘણો સંતોષ વળે છે. તેને કદાપિ નુકસાન થાય છે. તો પણ હું ઈશ્વરનો ચોર થયો નથી એ વિચારથી તેનું મન પ્રફુલ્લિત રહે છે. જૂઠા માણસને વખતે ફતેહ મળે છે, તો પણ તેના આત્મામાં હમેશ બળબળાટ થયા કરે છે.

૨. દુનિયામાં પણ સત્યથીજ ફાયદો થાય છે.

अ. આ સઘળો સંસાર સત્ય ઉપરજ રહેલો છે, એના દાખલા.

ब. જૂઠું બોલનારનો વિશ્વાસ ઉઠી જાય છે અને તેથી તેનાં સઘળાં સંસારી કામો અટકી પડે છે. પછીથી પસ્તાઇને સાચું બોલવા માંડે છે, તો પણ તેનો કોઇ ભરોંસો કરતું નથી અને તેથી તે મહા દુઃખી દુઃખી થાય છે, માટે મશ્કરીમાં પણ જૂઠું બોલવું નહિ.

૩. જૂઠું બોલવાથી માણસનું નીચપણું પ્રગટ થાય છે.
અ. જૂઠું એ ગુલામનો દુર્ગુણ કહેવાય છે.
બ. મોટા ખાનદાન કે શૂરા માણસો કદી જૂઠું બોલતા નથી. સત્યવાદી પુરૂષોના દાખલા.

૪. પૂર્વપક્ષ અને સમાધાન.

અ. પોતે કાંઇ અપરાધ કર્યો હોય તો માની દેવો એજ ઉત્તમ માર્ગ છે એમ કરવાથી એકના બે ગુનાહ થતા નથી, ઘણી વખત માફી મળે છે, અને કદાપિ શિક્ષા થાય છે. તોપણ આબરૂ વધે છે અને પરમેશ્વર રાજી થાય છે.

બ. કોઇનો જીવ બચતો હોય, તોપણ જૂઠું તો નજ બોલવું. કેમકે કાયદા પ્રાણી માત્રના કલ્યાણને સારૂ કર્યા છે, અને તે પ્રમાણે શિક્ષા કરવી અથવા કરાવવી એજ ધર્મ અથવા પરમાર્થ છે.

ક. નિરાપરાધી માણસને બચાવવા સારૂ જૂઠું બોલવું પડે એવા પ્રસંગ તો ક્વચિતજ આવે. એ નામર્દાઇનો તો રસ્તો છે. ખરા ધર્માત્મા પુરૂષો એમ કરતા નથી.

૫. ઉપસંહાર તથા બોધ.

અ. આ લોકમાં અને પરલોકમાં સત્યથીજ ફાયદો થાય છે.
બ. સત્યથી મહા સંતોષ વળે છે, અને પરમેશ્વર રાજી રહે છે.
ક. માટે કદી જૂઠું બોલવાનું નીચ કર્મ કરવું નહિ. મશ્કરીમાં જૂઠું બોલી આપણી જીભને અપવિત્ર કરવી નહિ.

## ૯. સભ્યતા.

૧. વ્યાખ્યા–આપણા સંબંધમાં જે જે લોક આવે તેને યોગ્ય માન આપી તેનાં મન પ્રસન્ન કરવાની જે કળા તેને સભ્યતા કહે છે.

૨. સંસારમાં એ ગુણ તો અવશ્યનો છે.

अ. જુદી જુદી પ્રકૃતિ તથા રીતભાતના માણસો મરજીમાં આવે તેમ બોલે ચાલે તો તે બે ઘડી પણ જોડે રહી શકે નહિ. જંગલી જનાવરોની પેઠે સઘળાને એક બીજાથી છૂટાંજ રહેવું પડે.

ब. સભ્યતા શબ્દની વ્યુત્પત્તિ.

क. ઉપરી સાથે સભ્યતા રાખવાની રીત.

૩. સભ્યતા બતાવવાની જુદી જુદી રીતો.

अ. ઉપરી સાથે સભ્યતા રાખવાની રીત.

ब. બરોબરીઆની સાથે ,,

क. ઉતરતા સાથે ,,

ड. સઘળાની સાથે સભ્યતા રાખી શકાય છે, અને તે રાખવીજ જોઇએ.

૪. સભ્યતામાં અસત્ય જેવું લાગે પણ તે અસત્ય નથી, કેમકે,

अ સભ્યતાના બોલનો ખરો ભાવ શો છે તે બધા સમજે છે.

ब. કોઇને માટે આપણા મનમાં નઠારા વિચાર હોય પણ તે કાંઇ જાહેર કરવાને આપણે હમેશાં બંધાએલા નથી.

क. કોઇને માઠું ન લાગે એમ ધારી પોતાના વિચાર અથવા લાગણીને દાબી રાખવી એ અસત્ય નથી. પણ કોમળ પરોપકારી સ્વાભાવની નિશાની છે.

૫. સભ્યતા બે પ્રકારની થાય છે.

अ. સાચી સભ્યતા માયાળુપણામાંથી ઉત્પન્ન થાય છે અને તે ખાનદાનવાળા માણસોનું ખાસ લક્ષણ છે.

ब. જૂઠી સભ્યતા મતલબી તથા નીચ કુળના માણસોમાં હોય છે, અને તે ઝટ ઓળખાઇ આવે છે.

क. સાચી સભ્યતાવાળો માણસ ઉંચ, નીચ, કે બરોબરીયા સઘળાની સમાન પ્રીતિ મેળવે છે. જૂઠી સભ્યતાવાળા

નીચની સાથે જુલમી, બરોબરીઆ સાથે અભિમાની કે પતરાજી, અને ઉપરી સાથે તુચ્છ ખુશામતીયા હોય છે.

૬. સભ્યતાના ફાયદા.

अ. પોતાનો વખત સલાહસંપ તથા આનંદમાં જાય છે.

ब. ઘણા માણસોની સાથે મહોબત થાય છે. અને તેથી જ્યારે જોઇએ ત્યારે મદદ મળતાં વાર લાગતી નથી.

क. દુનિયામાં તે માણસની લાયકી તથા મોટાઇ જણાય છે.

ड. કોઇનું માન ખંડન ન કરતાં તેને રાજી કરવો એ ખરેખરો અને બધાથી બની શકે એવો પરોકાર છે.

૭. ઉપસંહાર તથા બોધ.

---

## ૧૦. પરહેજગારી.

૧. વ્યાખ્યા—પરહેજગારીનો મૂળ અર્થ તો એવો છે કે ખાવા પીવા વગેરેમાં એવું તપાસીને ચાલવું કે પોતાની તન્દુરસ્તી બગડે નહિ; પણ સાધારણ રીતે કોઇ જાતની કેફ ન કરવી, તેને પરહેજગારી કહે છે.

૨. જુદી જુદી કેફની હકીકત.

૩. કેફથી થતા ગેરફાયદા.

अ. શરીર ખરાબ થાય છે અને વખતે મરણ પણ નીપજે છે.

ब. શુદ્ધિ તથા નીતિ બગડી જાય છે.

क. કામ ધંધો થતો નથી. પૈસે ટકે ખરાબ થાય છે, અને દુનિયામાં તુચ્છકારાય છે.

ड. એ એક જાતનો આત્મઘાત છે અને તેથી મહા પાપ છે.

૪. દારૂનું વ્યસન સૌથી નઠારૂં છે. હાલ લોકોમાં તે વધવા માંડયું છે. તેનાં કારણ; તેથી થતી ખરાબી, અને તે દૂર કરવાના ઉપાય.

૫. ઉપસંહાર તથા બોધ.

## ૧૧. અકબર તથા ઔરંગજેબનો મુકાબલો.

૧. એ બંને કોણ હતા, ક્યારે થઇ ગયા અને શા માટે પ્રખ્યાત છે ?

૨. બંનેના સરખા ગુણ.

अ. શૌર્ય પરાક્રમ વગેરે દાખલા સહિત.

ब બુદ્ધિ તથા રાજકારભાર કરવાની શક્તિ.

क ઇનસાફ.

બંનેના ઉલટા ગુણ.

अ. અકબર ઉદાર તથા દયાળુ હતો, અને ઔરંગજેબ સ્વાર્થી, કપટી, તથા નિર્દય હતો. દાખલા.

ब અકબર સમદૃષ્ટિવાળો હતો અને ઔરંગજેબ હિંદુ પ્રજા ઉપર બહુજ જુલમ કરતો.

૪. એ ગુણોનાં પરિણામ:—

अ. અકબરે નહિ જેવા મુલકને વધારીને મોટું રાજ સ્થાપન કર્યું, રૈયતનો અપાર પ્રેમ મેળવ્યો; અને દુનિયામાં એક મોટો ને ડાહ્યો પાદશાહ કહેવાઈ ગયો.

ब ઔરંગજેબના પરાક્રમ તથા બુદ્ધિબળને લીધે કેટલુંક રાજ વધ્યું અને તે ટકી રહ્યું, તોપણ એનાજ અમલમાં મરેઠાનો ઉદય થયો, હિંદુ પ્રજાના મનમાં હાડવેર વસ્યું, અને એ મૂવો કે તુર્તજ મોગલ પાદશાહીના કડકે કડકા થઈ તેનો જલદીથી લય થયો.

क. અકબર સલાહસંપ ને આનંદમાં મરણ પામ્યો, અને ઔરંગજેબની આખી જીંદગી ફિકરમાં ને ફિકરમાં ગઇ; સઘળાથી ચોંક્યા ને ચોંક્યા રહેવું પડતું હતું, વૃદ્ધાવસ્થામાં મહા પશ્ચાત્તાપ અને દુઃખ થયું, અને મરતી વેળા એણે પોતાની આંખે જોયું કે મારી ખોટી રાજનીતિથી મુગલાઇનો જલદી અંત આવવાનો.

૫. ઉપસંહાર તથા સાર.

अ. અકબરે બીજાને પ્રેમથી વશ કરવાનો નિયમ રાખ્યો હતો તેજ ખરો ઠરે છે. ઔરંગજેબની ખંધાઇ તથા નિર્દય-તાથી ઉલટું ફળ થયું.

ब. સત્ય એજ સુખનો માર્ગ છે. એથીજ આ લોકમાં ને પરલોકમાં કલ્યાણ થાય છે, આડે રસ્તે ચાલી સુખની આશા રાખવી એ મૂર્ખાઇ છે.

---

## ૧૨. વાંચવાનો શોખ.

૧. વ્યાખ્યા—ફુરસદના વખતમાં મઝાને સારૂ જેને કાંઈ પણ વાંચવાની ટેવ હોય તેને વાંચવાનો શોખ છે એમ કહેવાય છે.

૨. એ શોખ કેળવાએલા અને ઉંચ મનના માણસોમાંજ હોયછે.

अ. મૂર્ખ અને નીચ માણસો કેવી રીતે ગમ્મત કરે છે, તેનું વર્ણન.

ब. વાંચવાથી જે આનંદ મળે છે તેની બરાબરી કોઇથી પણ થઇ શકતો નથી. એ આનંદ ઘણો, જયારે જોઇએ ત્યારે મળે એવો, મનને નિર્મળ અને પ્રફુલ્લિત કરનાર તથા બધી રીતે ફાયદાકારક છે.

૩. વાંચવાથી થતા ફાયદા.

अ. જ્ઞાનમાં વધારો થાય છે.

ब. બુદ્ધિ કેળવાય છે.

क. દુનિયામાં મોટા મોટા પુરૂષો જે થઇ ગયા ગયા છે તેમના સમાગમનો જ્યારે જોઇએ ત્યારે લાભ મળે છે.

ड. એ રીતે વાંચવાની ટેવ રાખવાથીજ વિદ્વાન થવાય છે. શાળાના અભ્યાસ વડેજ કોઇ પણ વિદ્વાન થયો નથી.

૪. સાર, વાંચવાનો શોખ રાખવો અને જીંદગી પર્યંત ખાનગી વિદ્યાભ્યાસ કરવાની ટેવ રાખવી.

## ૧૩. હિંદુ સ્ત્રીઓની સ્થિતિ.

૧. તેની સંસારસ્થિતિ મહા દુઃખદાયક છે.
अ જન્મે ત્યાંથી તે મરે ત્યાં સુધી તુચ્છ ગણાય.
ब. તેની ઉપર થતા જુલમ; સાસુ નણંદનાં દુઃખ.
क. એની છેક ગુલામી હાલત. જનાનો.
૨. સ્ત્રીઓનું અભણપણું તથા તેનાં માઠાં પરિણામ.
अ. વ્યવહારી કામમાં પુરૂષને કાંઇ મદદ કરી શકતી નથી.
ब. બાળકને કેળવવામાં બરાબર કામ લાગતી નથી, અને તેથી થતાં નુકસાનો.
क. ખરા ધર્મનું અજ્ઞાન, વહેમ તથા ફુવડતા, તેથી નીપજતા અનાચાર તથા ખરાબીઓ.
ड. તેથી તે સઘળા સુધારાની સામે આવે છે.
૩. સ્ત્રી જાત સ્વાભાવિક રીતે તો પ્રેમાળ, પવિત્ર, અને ચપળ બુદ્ધિની છે. સંસારમાં સુખ તથા સદ્દગુણની વૃદ્ધિ કરનારજ ઈશ્વરે તેને સર્જી છે. અજ્ઞાન તથા ગુલામગારીથીજ વણસે છે.
૪. એને સુધારવાના ઉપાય. યોગ્ય કેળવણી તથા યોગ્ય છૂટ.

---

## ૧૪. પોશાક.

૧. પોશાક પહેરવાની મતલબઃ-૧ શરીરનું રક્ષણ. ૨ મર્યાદા જાળવવી ૩ શોભીતા દેખાવું. ૪ દેશરૂઢીને અનુસરવું.
૨. જુદી જુદી જાતના પોશાકનું વર્ણન અને તેના ગુણદોષ.
ब. આપણા દેશમાં વપરાતા જુદી જુદી જાતના પોશાક.
૩. પોશાકનો ઇતિહાસ, એટલે, અસલથી આજ સુધીમાં પોશાકમાં જે ફેરફાર થતો આવ્યો હોય તેનું વર્ણન.

૪. સામાન્ય વિચાર.

अ. પોશાક પહેરવાની મૂળ મતલબ કદી વિસરવી નહિ.

ब. છેક વિલક્ષણતા ન કરવી, પણ શરીરને અનુસરતો પોશાક પહેરવો.

क. સુઘડતા તથા પ્રતિષ્ઠિતપણું પોશાકમાં રાખવું, પણ છેલાઇ કરવી નહિ.

ड. સદ્‌ગુણ સમાન શોભા આપનાર કોઇ પણ વસ્ત્રાભૂષણ નથી અને તેથી પોશાક ઉપર ક્યારે પણ વિશેષ લક્ષ આપવું નહિ, તેમ કર્યાથી હલકું મન જણાય છે.

---

## ૧૫. ઇંગ્રેજી તથા સંસ્કૃત ભાષા ભણવાના ફાયદા.

૧. ઇંગ્રેજી ભણવાના ફાયદા.

अ. એ આપણા રાજકર્ત્તાની ભાષા છે. મોટી કોરટો તથા કચેરીમાં ઇંગ્રેજી ભાષા ચાલે છે. સરકાર કાયદા મૂળે ઇંગ્રેજીમાં કરે છે. સરકારને અરજીઓ પણ ઇંગ્રેજીમાંજ કરવી જોઇએ. મોટા અમલદારોને મળવું હોય તો પણ ઇંગ્રેજીનો ખપ પડે; મોટા વેપારીઓ પણ ઇંગ્રેજોજ હોય છે. માટે સારી નોકરી લેવી હોય, વેપાર કરવો હોય, કે સરકારમાં દાદને પહોંચવું હોય, તો ઇંગ્રેજી ભાષાની જરૂર પડે.

ब. એ ઘણી ખેડાએલી ભાષા છે. વિદ્યાકળાનાં પુસ્તકો એમાં ઘણાં છે. આજ પર્યંત મનુષ્યજાતે જે જ્ઞાનનો સંગ્રહ કર્યો છે તે મેળવવાને સારૂ ફ્રેંચ, જર્મન, કે ઇંગ્રેજી એ ત્રણમાંની એક ભાષા અવશ્ય ભણવી જોઇએ.

૨. સંસ્કૃત ભણવાના ફાયદા.

अ. પ્રાકૃત ભાષાઓનું યથાર્થ જ્ઞાન એ વિના મળી શકતું નથી.

ब. હિંદુઓના ધર્મ તથા વિદ્યાના સઘળા ગ્રંથો સંસ્કૃતમાંજ લખેલા હોય છે.

क. હિંદુઓની પ્રાચીન સ્થિતિ માલમ પડે.
ड. ભાષાશાસ્ત્ર શિખનારને તો અવશ્યની છે.
૩. મુકાબલો.
अ. જો બેમાંથી એકજ ભણાઈ શકે એમ હોય તો ઇંગ્રેજી ભણવી, કેમકે એથી સંસારી ફાયદો વધારે થાય એટલુંજ નહિ પણ આપણા દેશમાં જે વિદ્યાકળાની ખ્યાતી છે તે સંસ્કૃત ભણ્યાથી પૂરી પડે નહિ.
ब. જો એ બેમાંથી એકે પૂરી ભણાઇ શકતી ન હોય તો તો સંસ્કૃત ભણવી, કેમકે પુસ્તકો સમજવા જેટલું ઇંગ્રેજી નહિ આવડે ત્યાં સુધી જ્ઞાનમાં કાંઇ વધારો કરી શકશે નહિ, અને સંસ્કૃત તો થોડું પણ આવડતું હશે તો તેથી દેશી ભાષાનું જ્ઞાન સારૂં થશે.
क. સારૂં તો એજ છે કે ગુજરાતીની સાથે એ બંને ભાષા ભણવી, એમ કર્યા વિના કોઇને વિદ્વાન કહી શકાય નહિ.

---

## ૧૬. ઇંગ્રેજી રાજના ફાયદા.

૧. દેશમાં શાંતિ સ્થાપન કરી તે.
अ. ઇંગ્રેજોનું રાજ થયું તે વેળા દેશમાં કેવી અવ્યવસ્થા ચાલતી હતી તેનું ટુંકામાં વર્ણન.
ब. હાલ કેવી શાંતિ આખા ભરતખંડમાં ચાલે છે તેનું કાંઇક ટુંકામાં વર્ણન.
क. આવી શાંતિ આ દેશમાં પહેલાં કોઇ વેળા પણ નહોતી.
૨. દેશનો બંદોબસ્તઃ—
अ. ગુનેગારોને અચૂક શિક્ષા થાય છે ને સઘળાને નિષ્પક્ષપાતપણે ઇનસાફ મળે છે. તેથી ગુનાઓ બહુજ ઓછા થઇ ગયા છે.
ब. આજથી સો વર્ષ ઉપર માણસોનાં જાનમાલ કેવી દહેશ-

તમાં રહેતાં હતાં અને હાલ માણસો કેવાં નિરાંતે મરજીમાં આવે ત્યાં ફરી હરી શકે છે તેનું કાંઇક વિગતવાર વર્ણન.

अ. કોઇ પણ ખાતામાં હાલ અંધેર ચાલી શકતું નથી. કેમકે દેખરેખની ગોઠવણ જબરી છે.

૩. શાંતિ અને સારા બંદોબસ્તથી ઉદ્યમ તથા વેપારનો વધારો.

૪. આ જમાનાના સૌથી સુધરેલા લોકોને આપણને સમાગમ થવાથી વિદ્યાકળાની બાબતમાં ફાયદો. આગગાડી, તાર, નેહેરો ટપાલખાતું, વહાણો, આગબોટ, વગેરેનો લાભ તો સઘળાનેજ મળે છે.

૫. ઇંગ્રેજ સરકારની માફક કોઇએ પણ કેળવણીખાતું કાઢ્યું નહોતું. એના બેહદ ફાયદા, સુધારાનો ઉદય, એથી દેશના જિર્ણોદ્ધારની કાંઇક આશા.

૬. પૂર્વપક્ષ, તેનું સમાધાન અને છેવટ.

अ. મોટા ઓદ્ધાઓ દેશીને મળતા નથી, દોલત પરદેશ જાય છે, હિંદુસ્તાનના લાભ ઉપર બરાબર લક્ષ અપાતું નથી, વગેરે હરકતો કેટલાક બતાવે છે તે કેટલેક દરજજે ખરી છે. પણ તેના કાયદેસર ઉપાયો ખંતથી કર્યા હોય તો એ દુઃખ ઘણું કરીને ટળી શકે એવાં છે.

ब. તેમ ન હોય તો પણ અલાભના સામા લાભનો વિચાર કરવો જોઇએ. ખોટું દેશાભિમાન દેશદ્રોહની બરાબર છે. એ રાજ ન હોય તો ગામેગામ પાછી મારામારી ને કાપાકાપી ચાલે. વેપાર રોજગાર બંધ પડી જાય, અને સુધારાનું તો મૂળજ ઉખડી જાય.

क. માટે આ રાજ સલામત રહે એમ આપણે ઇચ્છવું, અને તે આપ્યું છે માટે પરમેશ્વરનો પાડ માનવો. વેપાર કરવાને આવેલા પોતાની મરજી વિરૂદ્ધ રાજા થઇ પડયા એ

થોડો ચમત્કાર છે? એજ પરમેશ્વરનો અગમ્ય ખેલ દર્શાવે છે. એ રાજ ભરતખંડના જીર્ણોદ્ધાર માટેજ ઇશ્વરે મોકલ્યું છે. માટે તે ઘણા કાળ રહો અને ભરતખંડ પાછો હતો તેવો થાઓ.

---

## ૧૭. ખાનગી વિદ્યાભ્યાસ.

૧. વ્યાખ્યા અને તે કરવાની જરૂર છે.

अ. આ સંસારમાં જેટલા જ્ઞાનની જરૂર છે તે બધું નિશાળ કે શાળામાં કદી આપી શકાય નહિ; જ્ઞાન પોતાની મેળે મેળવવાને શક્તિમાન કરવા એજ શાળાની કેળવણીનો હેતુછે.

ब. શાળાની કેળવણીથી કોઇ પણ પંડીત થયો નથી તે બધા ખાનગી અભ્યાસથી ખબરદાર થયા હતા.

क. નિશાળમાં થોડું ભણેલા પણ પાછળથી ખાનગી અભ્યાસ કરવાથી મોટાં નામાંકિત થઈ ગયા છે તેના દાખલા.

૨. એ અભ્યાસ કરવાની રીત.

अ. પાંચ મિનિટ પણ નકામી જવા દેવી નહિ અને નિશાળીઆની પેઠે સામટો વખત કદી મળવાનોજ નથી, તેથી વચગાળે વચગાળે જે ફુરસદ મળે તેનો ઉપયોગ કરતાં શીખવું જોઇએ, એટલા થોડા વખતમાં શું થાય એમ કદી એણે સમજવું નહિ.

ब. સંસારી કામોનું તથા વાંચવા લખવાનું તેણે વખતપત્રક કરવું અને તે પ્રમાણે ચાલવાની મહેનત કરવી. જરૂર પડે તો દરરોજને માટે જૂદું જૂદું કરવું.

क. પોતાને જે વિષયો બહુ ગમતા હોય અથવા પોતાના ધંધામાં આગળ ખપ લાગે એવા હોય તેનો અભ્યાસ કરવો. કયા ગ્રંથો વાંચવા તેને માટે કોઈ ડાહ્યા વિદ્વાનની સલાહ લેવી.

ड. જે વાંચવું તે સમજીને વાંચવું, તેની નોંધ કાઢતા રહેવું.

અને પોતાની જાતે તે વિષે વિચાર કરવો.

ई. પોતા કરતાં વધારે ભણેલાની સોબત રાખવી, અને આળસુ તથા મોજી માણસોથી દૂર રહેવું.

૩. છેવટ.

अ. હરકતો નડશે, ધાર્યા પ્રમાણે હમેશાં નહિ વંચાય તોપણ કંટાળી જવું નહિ. દરરોજ થોડાથોડો ઉદ્યોગ જારીજ રાખવો.

---

## ૧૮. જ્ઞાતિભેદ.

૧. મૂળ જ્ઞાતિઓ કર્મ ઉપરથી બંધાએલી છે, જન્મ ઉપરથી નહિ.

अ. તેના દાખલા તથા પ્રમાણ.

ब. જ્ઞાતિ શબ્દની વ્યુત્પત્તિ.

૨. જુદી જુદી કેળવણીના, બુદ્ધિના, સ્થિતિના તથા ધંધાના લોકો પોતાનાજ વર્ગ સાથે ઘણો સંબંધ રાખે એ સ્વાભાવિક છે, તેના દાખલા.

૩. ઉંચ લોક પોતાના આચાર વિચાર સંભાળી રાખવાને માટે નીચ સાથે થોડો વ્યવહાર રાખે એ પણ સ્વાભાવિક છે, પરંતુ હાલ તો આપણામાં જ્ઞાતિભેદ એવી રીતનો ચાલે છે કે ઉંચ નીચ એક બીજાના હમેશના સાથીઓ થાય તો કાંઇ પણ હરકત નહિ. કોઇના હાથનું ખાવા પીવાથી વટલાય એ વિચારજ ગાંડો છે. સોબત કરવાથી તો આચાર વિચાર બગડે ખરા. અસલ હિંદુસ્તાનમાં એવો જ્ઞાતિભેદ નહોતો.

૪. હાલ આપણામાં જે જ્ઞાતિભેદ ચાલે છે તે તો અસ્વાભાવિક, ગાંડો અને બહુજ નુકસાનકર્ત્તા છે—એનું ધોરણ કેવળ જન્મ ઉપરજ છે, કર્મ ઉપર નથી.

૫. જન્મ પ્રમાણે જ્ઞાતિભેદ રાખવાના ગેરફાયદા.

अ. ઉંચ માણુસોને ખરેખરા નીચ, પણ કહેવાતા ઉંચની સાથે બધો સંબંધ રાખવો પડે છે. અને જે ખરેખરા ઉંચ છે પણ કહેવામાં નીચ છે તેનાથી દૂર રહેવું પડે છે. તેથી થતી ખરાબી દાખલા સાથે.

ब. પ્રત્યેક માણુસની સ્વાધીનતા ઓછી થાય છે અને ઘટતા સુધારા કોઇથી થઇ શકતા નથી. સ્વાભાવિક જ્ઞાતિભેદ હોય તો એમ થાય નહિ. પણ હાલ તો સઘળી નાતોમાં ઘણા જન મૂર્ખ ને નીચ બુદ્ધિના હોય છે, તેથી તેઓ સુધારાના કે દેશહિતના સઘળા કાર્યમાં શત્રુની પેઠે નડે છે.

क. જુદી જુદી જ્ઞાતો હોવાથી લોકમાં પરસ્પર વૈર વધે છે, નજર ટુંકી થઇ જાય છે, અને દેશાભિમાનનો લાંબો વિચાર કોઇનામાં આવતોજ નથી.

ड. માણસો પોતાની બુદ્ધિને અનુસરતો ધંધો કરતાં આંચકો ખાય છે, અને તેથી કોઇનું કામ સારૂં થતું નથી. દાખલા.

૬. ઉપસંહાર તથા યોગ્ય બોધ.

---

## ૧૯. વર્ષાઋતુ.

૧. વરસાદ આવવા માંડયા પહેલાંનો દેખાવ, ધામ, પવનનું ફરવું, વાદળાનું આવવું, વગેરે.

૨. ઝાપટું. વીજળી, ગડગડાટ, મેઘધનુષ્ય, અંધકાર, સરવડાં, હેલી.

अ. નદી સરોવરનાં પૂર.

ब. વનસ્પતિનું પુષ્કળ ઉગવું.

क. પ્રાણી માત્રને આનંદ.

## ૨૦. વરસાદ અને તેનાં કારણો.

૧. જૂદાજૂદા દેશમાં કેવી રીતનો વરસાદ થાય છે તે.

अ. વૃષ્ટિપ્રદેશોનું વર્ણન.

ब. વૃષ્ટિ કેટલી, ક્યારે, કેવી રીતે થાય છે. વગેરે.

૨. મોસમના વરસાદની વિશેષ હકીકત.

૩. વરસાદનાં સામાન્ય કારણો સમજાવવાં.

૪. જુદી જુદી જાતની વૃષ્ટિ થાય છે તેનાં વિશેષ કારણો હિંદુસ્તાનમાં નિયમીત વખતે વરસાદ આવે છે એ વાત તો વિસ્તારથી સમજાવી.

૫. છેવટ.

अ. વરસાદથી થતા ફાયદા.

ब. પરમેશ્વરનું અગાધ ડહાપણ—વાદળાં એ કેવું ઉદકવાહી યંત્ર છે ?

---

## ૨૧. વિદ્યા.

૧. વ્યુત્પત્તિ તથા વ્યાખ્યા, મનુષ્ય જાતે આજપર્યંત જે જ્ઞાનનો સંગ્રહ કર્યો છે તેને વિદ્યા કહે છે, આ વાત કાંઇક વિસ્તારથી સમજાવવી. જેમ જેમ જમાના જાય છે તેમ તેમ દુનિયાનું ડહાપણ વધતું જાય છે.

૨. વિદ્યાના ફાયદા.

अ. જ્ઞાન એ એક મોટી શક્તિ છે. એ કાંઇક વિસ્તારથી સમજાવવું.

ब. વિદ્યાભ્યાસથી મનની શકિતઓને કસરત મળે છે અને તેથી આ લોક તથા પરલોક સંબંધીનાં સઘળાં કામ કરવાને માણુસ વધારે શકિતમાન થાય છે.

क. વિદ્યાથી ઉંચા પ્રકારનો આનંદ મળે છે. વિનોદને અર્થે તુચ્છ વસ્તુ કે તુચ્છ માણુસોની સોબત કરવાની જરૂર વિદ્યાવંતને પડતી નથી. વિદ્યાનંદ એ સર્વોપરી આ-

નંદ છે, પણ બધા માણુસ તેને પાત્ર હોતા નથી.

ड. વિદ્વાન માણુસ જે કામમાં પડે તે સારૂં કરે, ભણવું એ નોકરી માટે છે એમ સમજવું એ ખોટું છે; તેથી થતા હાલ ગેરફાયદા. ભણીને જ્યારે માણુસો જૂદે જૂદે ધંધે લાગશે ત્યારેજ આપણા દેશની આબાદી થશે.

૩. ઉપસંહાર તથા છેવટ.

अ. યથાશકિત બધાએ ભણવું જોઇએ.

ब. નિશાળ છોડી કે ભણી રહ્યા એમ સમજવું નહિ, ખાનગી અભ્યાસ થોડો ઘણો કર્યાજ કરવો.

क. વિદ્યાથી દરેક માણુસની ચ્હડતી થાયછેજ, તોપણ યાદ રાખવું કે પૈસો મેળવવો એજ ભણવાનો હેતુ નથી. વિદ્યાથી સઘળાં સુખ મળે છે માટે સદાચરણે ચાલી દેશની સેવા બજાવવી, પોતાનું ભણ્યું સફળ કરવું.

---

## ૨૨. "જ્ઞાન એ એક શકિત છે."

૧. આ લૉર્ડ બેકનનું એક સૂત્ર છે. અને તેમાં ઘણો અર્થ સમાયેલો છે.

૨. જ્ઞાન શબ્દની વ્યુત્પત્તિ તથા અર્થ, કોઇપણ પદાર્થ વિષે કાંઇપણ જાણવું તેનું નામ જ્ઞાન; સૃષ્ટિના નિયમો જાણવા.

૩. કાંઇપણ સુખ પ્રાપ્ત કરવાને જ્ઞાન અને ઉદ્યોગ બંનેની જરૂર પડે છે.

अ. એના દાખલા સાધારણ કામકાજના.

ब. જ્ઞાનનો કાંઇ પાર નથી. તેથી જ્ઞાન જેમને સામાન્ય એટલે નિયમરૂપે હોય તેમ વધારે સારૂં. સૃષ્ટિના નિયમોનું જે જ્ઞાન તેજ વિદ્યા. વિદ્યાની જરૂર વિશેષ કરી દ્રવ્યોત્પત્તિના કામમાં દાખલા આપી સમજાવી. વિશેષ જ્ઞાન પણ જરૂરનું છે.

क. જ્ઞાનમાં જેમ વધારો થતો જાય છે, તેમ માણુસના સુખ તથા વૈભવમાં વધારો થતો જાય છે. દાખલા.

ड. જંગલી અને સુધરેલી હાલતનાં ચિત્ર આપી દેખાડવું કે જ્ઞાન અથવા વિદ્યાથી માણસના સુખમાં કેટલો ફેર પડે છે. જ્ઞાને જગતનો દેખાવજ બદલી નાંખ્યો છે.

૪. ઉપસંહાર ને બોધ.

अ. સામાન્ય કે વિશેષ જ્ઞાન મેળવતાજ રહેવું જોઇએ.

ब. તેને તે વખતે કાંઇ ઉપયોગ ન જણાય, તોપણ આખર ફાયદોજ થાય, જ્ઞાન વિના તો માણસ પશુ જેવો છે.

---

## ૨૩. ભરતખંડ પરતંત્રમા પડયો તેનાં કારણો.

૧. દુનિયામાં ઘણા ખરા દેશો સ્વતંત્ર છે. એક ભરતખંડજ હજાર વર્ષ થયાં પરતંત્ર છે, તો એનાં કારણો તપાસ કરવા યોગ્ય છે.

૨. મુસલમાનોના હુમલા થવા લાગ્યા તે વેળાએ હિંદુસ્તાનના રાજ્યોની સ્થિતિ કેવી હતી તેનું વર્ણન.

अ. દેશ મોટો અને રાજ ઘણાં, ચક્રવર્તિ રાજા ભરતખંડમાં કોઇ વેળા થતા. તોપણ આખા દેશના ઘણા કડકા પડી ગયેલાજ હમેશાં રહેતા. તેઓમાં સ્વાભાવિકપણેજ ઘણી વખત તો અદેખાઇ ને કુસંપ ચાલતો.

ब. એ નાનાં નાનાં રાજ્યો માંહે માંહે લડી નબળાં પડી ગયાં હતાં. પરદેશીના હુમલા વખત પણ જોઇએ તેવો સંપ કરી શકયા નહિ. દાખલા.

क. રાજાઓ આપઅખ્તિઆરી, એશઆરામમાં ગરક ને મહા જુલમગાર હોવાથી લોકોની પ્રીતિ તેમના ઉપર હતી નહિ.

૩. ધર્મ, નીતિ, વિદ્યા, વગેરે સઘળી બાબતમાં આ વેળા દેશની પડતીજ હતી, અને તેના પરિણામમાંજ તે મુસલમાનને હાથ ગયો. સ્વતંત્રતાની સમજ જતી રહી હતી, તેનાં કારણો.

अ. ફળદ્રુપ દેશ ને સારા વેપારને લીધે લોકો શ્રીમંત થઇ ગયા હતા. અને તેથી વૈભવ તથા આળસનું જોર બહુ વધી પડયું હતું.

ब. જ્ઞાતિભેદને લીધે રજપૂત સિવાયના બીજા લોકોએ તો લડવાનું કામજ છોડી દીધું હતું તેથી તેઓ યુદ્ધકળામાં કેવળ અજ્ઞાન અને અલડાયક થઇ ગયા હતા.

अ. જૈનમાર્ગને લીધે યુદ્ધ કરવામાં પાપ છે અને વેપાર કરવો એજ ઉત્તમ, એવી ઊંધી સમજ ઘણા લોકની થઇ ગઇ હતી.

इ. જ્ઞાતિભેદ તથા જૂદા જૂદા પંથોના કારણથી "આ આપણો દેશ ને આપણે સઘળા ભાઇઓ છીએ" એવું કોઇના પણ સમજવામાં આવતું નહિ. માંહોમાંહે વેર, ને અદેખાઇ.

इ. જે રાજા થાય તે ખરો એમ રજપૂતો સિવાય બીજી વર્ણના લોક સમજતા, તેમણે કોઇ પણ વેળા હથીઆર બાંધીને પોતાના રાજનું રક્ષણ કર્યું હોય એમ ઇતિહાસ ઉપરથી જણાતું નથી. વૉલંટિયર' થવાની (વગર પગારે ખુશીથી દેશને ખાતર લડવા જવાની.) આપણા દેશમાં રીતજ નહોતી. યુરોપમાં એ બાબત કેવો ચાલ છે?

क. રજપૂતો પણ નીમકહલાલીમાં સમજતા તેટલું દેશભકિત કે રાજભક્તિમાં સમજતા નહિ એજ કારણથી રજપૂતો જલદી પાદશાહી નોકરીમાં રહ્યા, અને તેની તરફથી પોતાના જાત ભાઇઓના સામા લડવા જતાં જરા પણ આંચકો ખાધો નહિ.

૪. દેશભક્ત, શૌર્ય, સંપ–ઉદ્યોગ, ખંત, અસ્વાર્થીપણું વગેરે સદ્ગુણો હોય ત્યાં સુધીજ કોઈ પ્રજા સ્વતંત્ર રહી શકે

છે, આપણામાંથી તે જતા રહેવાથી આપણે પરતંત્રતાને પાત્રજ થઇ રહ્યા હતા. મુસલ્લમાનો તો માત્ર નિમિત્ત રૂપ હતા.* મરેઠાઓએ સ્વતંત્ર રાજ સ્થાપવાને મહેનત કરી પણ ઉપર કહેલા દુર્ગુણ તથા અજ્ઞાનને લીધે શક્તિમાન થયા નહિ. એનો કાંઇક વિગતવાર હેવાલ.

૫. ઉપસંહાર તથા બોધ; માટે હાલ સ્વતંત્રતાનો વિચાર આઘો મૂકી ઉપર કહેલા ઉંચા સદ્ગુણો પાછા દેશીઓમાં આણવા તરફજ આપણે મહેનત કરવી જોઇએ.

---

## ૨૪. દેશી કારીગરી.

૧. હિંદુસ્તાનમાં પહેલાં કેવી કારીગરીઓ તથા દોલત હતી. તેનું વર્ણન.

૨. હાલ કારીગરોની તથા દેશની સ્થિતિ.

૩. તેનાં કારણો:—

अ. આપણામાં વિદ્યાકળાનો સુધારો બંધ પડ્યો.

ब. યુરોપની કારીગરીમાં સુધારો. વરાળયંત્રની મદદ, એ લોકની મહેનત, ખંત, સાહસ તથા ચતુરાઇ.

क. સુધારાની સામે આપણે ટકી શક્યા નહિ એ સ્વભાવિકજ છે. સોંઘો ને સારો માલ હોય તેજ ખપે.

ड આપણા કારીગરોમાં આળસ, અજ્ઞાન, અદેખાઇ તથા નિર્ધનતા વધી પડવાથી, હતી તે પણ વિદ્યાકળાઓ ઓછી થઇ ગઇ.

૪. દેશી કારીગરી સુધારવાનો એજ રસ્તો છે કે સુધરેલાં ઓજારો, યંત્રો તથા રીતિઓ દેશમાં દાખલ થાય એમ કરવું; તેના ઉપાય.

अ. કારીગરોને, વિદ્વાનોને, તથા મૂડીવાળાને જગાડવા.

ब. હુન્નરી વિદ્યા વધે તેમ કરવું. હુન્નરી ગ્રંથો. પ્રયોગ યુક્ત

ભાષણ. વિલાયતમાં કેટલાકને હુન્નર શિખવા મોકલવા. તેમની પાસે નવા હુન્નરની શાળાઓ કઢાવવી, વગેરે.

क. પરદેશી માલ ઉપરનો મોહ ઓછો કરાવવો.

ड. વિલાયતી હુન્નરથી માલ કેવો સોંઘો પડી શકે છે તેનો વિગતવાર હિસાબ મૂડીવાળાઓના જાણવામાં આવે એમ કરવું.

इ. અમીરોએ કે ધનાઢ્ય ગૃહસ્થોએ બીજાને દાખલો આપવા પોતેજ થોડાં હુન્નરી કારખાનાં કાઢવાં કે વેપારીઓની ખાત્રી થાય કે એ બની શકે એવું છે, અને એમાં ફાયદો મળે એમ છે. એવી ખાત્રી વિના થોડાજ વેપારી પોતાના પૈસા જોખમમાં નાંખશે.

૫. ઉપસંહાર. કારીગરોની સ્થિતિ સુધારવાની ખરેખરી જરૂર છે, પણ અર્થવિદ્યાના નિયમો વિરૂદ્ધ બોલવા ચાલવાથી કાંઇ વળવાનું નથી, કારીગરી સુધારવી નહિ, ને બીજાનો વાંક કાઢવો, એ કેવળ મૂર્ખાઇ છે. જે રસ્તે પડયા તેજ રસ્તે પાછા ચડી શકીશું. માટે એ તરફ સઘળા દેશીઓએ ગંભીરાઇથી પોતાનું ચિત્ત લગાડવું એ તેમની આ સમે મોટી ફરજ છે.

## ૨૫. ધર્મદાન કરવાની રીતો.

૧. ધર્મદાનનો અર્થ અને તેની કાંઇક પ્રશંસા.

अ. "દયા ધર્મકા મૂલ હૈ."

ब. દયા એ ઇશ્વરી ગુણ છે અને એની બરોબરીનો કોઇપણ સદ્ગુણ નથી.

क. પણ ધર્મદાન પરમાર્થ ભાવે, સકમાઇમાંથી, વિચાર રાખીને તથા સત્પાત્રને કર્યાં હોય તોજ તેનું પુણ્ય છે. નહિ તો ઊલટું પાપ થાય છે.

૨. પરમાર્થ ભાવના દાન વિષે સમજ.

अ. જેની પાસેથી કાંઇ બદલામાં મળ્યું હોય અથવા મળવાની આશા રાખતા હોઇએ તેને કાંઇપણ આપવું એ ધર્મદાન કહેવાય નહિ. દાખલા.

ब. આબરૂને સારૂં કાંઇ કરવું તે કીર્તિદાન કહેવાય. ધર્મદાન નહિ. એના દાખલા, તથા તેની બરાબર સમજ.

૩. સકમાઇમાંથી ધર્મદાન કરવાં.

अ. અધર્મની કમાઇ કરી તેમાંથી ધર્મદાન કરવાં એના જેવું બીજું પાપ નથી, કેમકે એ ધણી ઇશ્વરને પણ ઠગવા માગે છે, એના કરતાં સુમાર્ગે રહી કમાવું, એમ ન બની શકે તો ધર્મદાન ન કરવાં એ વધારે સારૂં છે, "એરણની ચોરી અને સોયનું દાન" કદી ન કરવું.

ब. દેવાદારને રડાવી ધર્મમાં પૈસા ખરચવા એ પણ એવુંજ નઠારૂં છે.

क. કુટુંબાદિકનું પાલન કરવું જોઇએ તે ન કરવું ને ધર્માત્મા થઇ ફરવું એ પણ વ્યાજબી નથી.

ड. કોઇનો પણ હક ખરાબ કર્યા વિના જે દાન કરી શકાય તેજ સકમાઇનું દાન છે એમ સમજવું.

૪. જે કર્યાથી ઘણાં માણસને ઘણામાં ઘણું સુખ મળે તેને વિચારયુક્ત દાન કહીએ. જેમકે ગરીબોને સારૂ દવાખાનાં, નિશાળો, ઉદ્યોગ સ્થળો, ધર્મશાળાઓ, કુવા, તળાવો, પૂલ, વગેરે એ દાન શા માટે સારાં છે તે વિસ્તારથી સમજાવવું.

૫. પાત્રતાનો વિચાર.

अ. આળસ અથવા દુર્ગુણને કદી ઉત્તેજન આપવું નહિ.

ब. જનહિત કામમાંજ સદા રોકાએલા માણસોને એટલે ધર્મનીતી વગેરેનો બોધ કરવાને આપવું, તે ઉત્તમ દાન કહેવાય છે. પરંતુ એ માણસો વેષધારી નહિ પણ,

ખરૂં જનહિત કરનારા હોય, તોજ તેને આપવામાં પુન્ય છે. નહિ તો આળસ તથા દુર્ગુણને ઉત્તેજન મળે.

૬. ભીખારીઓ હાલ કેટલા વધી ગયા છે, તેઓ કેવા કેવા વેષ ધારણ કરે છે, અને તેથી દેશને કેટલું નુકશાન થાય છે તેનું વર્ણન.

૭. ઉપસંહાર તથા બોધ. જો સમજીને પરમાર્થ દાવે કરવામાં આવે તો ધર્મદાન જેવું કાંઈ નથી. સત્રગાએ યથાશકિત કરવુંજ જોઇએ. એથી પરમેશ્વર રાજી થાય છે, અને દાન કરનારને સ્વર્ગમાં અખંડ સુખ મળે છે.

---

## ૧૬. જિવદયા.

૧. જિવદયા એ માણસનો મોટો ધર્મ છે. એનો અર્થ.

૨. કોઇ પણ પ્રાણીને નકામું દુઃખ દેવું એ મોટું પાપ છે. પરમેશ્વરે દરેક પ્રાણીની રચના કેવી ચતુરાઇથી કરી છે તેના દાખલા. એ ઉપરથી સાબીત થાય કે પરમેશ્વરે પ્રાણીઓના રક્ષણ તથા સુખને માટે માણસ જેટલીજ ફીકર રાખી છે, માટે જે અન્ય માણસ પ્રાણીઓને નકામું દુઃખ દે છે તે પરમેશ્વરની ધારણા વિરૂદ્ધ ચાલી મહા અપરાધી ઠરે છે.

૩ માણસને પરમેશ્વરે બીજા પ્રાણીઓથી શ્રેષ્ટ બનાવ્યું છે, માટે તે અધીકારનો એ ખોટો ઉપયોગ કરે એ બહુ નીચ અને કૃતઘ્ની કહેવાય.

અ. અબળ ઉપર દયા રાખવી એજ સબળની શોભા છે.

બ. જો પ્રાણીઓને હલકાં જાણી આપણે તેમના સુખ દુઃખને તુચ્છ સમજતા હોઇએ, તો જાણવું કે પરમેશ્વરની આગળ આપણે એથી પણ વધારે તુચ્છ છઇએ. જો આપણને તુચ્છ સમજી પરમેશ્વર આપણી ઉપર દયા ન રાખે

તો શી વલે થાય ? બીજા જિવને દુઃખ દેનારો માણુસ શું મોં લઇને પરમેશ્વરની પ્રાર્થના કરી શકે ?

क. પ્રાણીઓને દુઃખ દેવું એ નિર્દય સ્વભાવની નીશાની છે. "માખી મારે તે માણુસ પણ મારે" એ કહેવત ભૂલવી નહિ.

ड. આત્મરક્ષણને માટે બીજા પ્રાણીઓને મારવા પડે તો મારવા એ તો વ્યાજબી છે. પરંતુ એવે પ્રસંગે પણ તેમને રીબાવી રીબાવીને નકામું દુઃખ દેવું નહિ.

૪. નાદાન લોકો પ્રાણીઓને કેવાં દુઃખ દે છે તેનું વર્ણન.

अ. રમતગમતમાં મૂગાં પ્રાણીઓને દુઃખ દેવું.

ब. પાળેલાં જનાવરો ભૂખે મારવાં, ગજા ઉપરાંત કામ કરાવવું, વગેરેના દાખલા.

૫. ઉપસંહાર તથા બોધ,

---

## ૨૭ ઇંગ્રેજ લોકોની ચડતી.

૧. ઇંગ્રેજોની પ્રાચીન તથા અર્વાચીન સ્થિતિનું કાંઈક વર્ણન.

૨. ઇંગ્રેજો કયા ગુણને લીધે આટલા સુધર્યા ? એમાંના થોડા ગુણ દાખલા સાથે આપણા દેશના લોકો સાથે જોડે એ બાબત મુકાબલો કરતાં જવું.

अ. સુધારાની ઇચ્છા પ્રચ્છકપણું.

ब. સ્વાભિમાન, એટલે પોતાનાજ બળ વડે વધવાની ઇચ્છા.

क. દેશાભિમાન. સાર્વજનિક વૃત્તિ

ड. ઉદ્યોગ, ખંત, સાહસ, સંપ ને સુધારાપણું.

૩. સુધારાને ઉત્તેજન મળે એવા કાયદા તથા ધારા દાખલા તથા આપણા દેશ સાથે મુકાબલો.

૪. ઉપસંહાર, ને બોધ. ઉંચા સદ્ગુણ વિના કોઇ પ્રજા બળવાન થતી નથી.

## ૨૮. ઇંગ્રેજી રાજ.

૧. હિંદુસ્તાનમાં ઇંગ્રેજોનું રાજ શી રીતે આવ્યું તેનો બહુજ ટુંકો ઇતિહાસ.

अ. ઇસ્ટ ઇંડિયા કંપની વ્યાપારને માટે આવી.

ब. રક્ષણને માટે લશ્કર રાખવું પડયું અને તેનું બળ જોઇ નબળા થઇ ગએલા કુસંપી રાજાઓ મદદે બોલાવવા લાગ્યા.

क. એનું પરિણામ એ થયું કે કેટલેક કાળે (પોતાની મરજી ઉપરાંત, પણ) ઇંગ્રેજો હિંદુસ્તાનના સર્વોપરી થઇ ગયા.

ड. પેશ્વાની હાર અને ઇંગ્રેજોનું ચક્રવર્તિપણું.

इ. રાણી સાહેબે ખુદ પોતાના હાથમાં રાજ લીધું તે બાબત.

૨. ઇંગ્રેજી રાજના ફાયદા.

अ. સેંકડો વર્ષથી ચાલી આવતી અંધાધુંધી જઈ અજાયબ જેવી શાંતિ થઇ છે. ઇંગ્રેજોનું રાજ થયું તે પહેલાં કેવી મારામારી હિંદુસ્તાનમાં મચી રહી હતી તેનું કાંઇક વર્ણન.

ब. મુલકનો બંદોબસ્ત, લૂટ, ચોરી વગેરે ગુનાઓ કેટલા બધા ઓછા થઇ ગયા છે.

क. અદલ ઇનસાફ દાખલા, ને પાછલા વખતના ઇનસાફની સાથે મુકાબલો.

ड. શાંતિ, બંદોબસ્ત, અને અદલ ઇનસાફના કારણથી વેપાર રોજગારનો વધારો. પરદેશ ખાતે કેટલો માલ ચડે છે, કેટલો આવે છે; તેમજ દેશમાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે કેટલો જા આવ કરે છે તેનું વર્ણન. દાખલા સાથે.

इ. સડકો, આગગાડી, તાર, વગેરે વેપારને વધારનારાં સાધનો

તર્ફે એ સરકાર ખાસ ધ્યાન આપે છે. એથી વેપાર કેટલોક વધ્યો છે તે પણ દાખલા સાથે બતાવવું.

क. કોઇપણ પાછલા રાજાએ વિદ્યાદાન આપતા હાલના જેવું કેળવણી ખાતું કાઢ્યું નહોતું.

ग. હાલ એ રાજાને યોગે આપણને દુનિયામાં સૌથી સુધરેલી એક પ્રજાનો સમાગમ થયો છે; અને તે વડે વિદ્યાકળા, રીતભાતમાં સુધારો થઇ આપણા દેશનો જિર્ણોધ્ધાર થવાની આશા બંધાવા લાગી છે.

अ. કારીગરોની સ્થિતિ દયામણી થઇ ગઇ છે ખરી પણ તેનું કારણ કાંઈ ઇંગ્રેજી રાજ નથી, એતો યુરોપની સુધરેલી હુન્નરકળાનું પરિણામ છે, અને તેનો ઉપાય એજ છે કે આપણે આપણી હુન્નરકળાઓ સુધારવી જોઇએ. ઇરાન, ચીન, વગેરે દેશોમાં ઇંગ્રેજી રાજ નથી તોપણ ત્યાં વિલાયતી માલ ધમધોકકારે ખપે છે, અને દેશી કારીગરીઓ ભાગી પડવા આવી છે.

ब. પૈસો વિલાયત ખેંચાઇ જાય છે એ બોલવું ખરૂં નથી. હિંદુસ્તાનમાં વિલાયતના વેપારથી નાણું જાય છે તે કરતાં વધારે આવે છે, નોકરી બદલે ઇંગ્રેજો જે પૈસા વિલાયત લઈ જાય તે જમા ખાતે ખરા પણ તેઓ દેશના સંરક્ષણને માટે જે અમૂલ્ય સેવા બજાવે છે તે તરફ જોતાં તે કાંઇ નથી.

क. દેશીઓને ઉંચા દરજ્જાની નોકરીંઓ હાલ છુટથી મળતી નથી એ વાત ખરી. પણ દેશીઓ તે કામને માટે જેમ જેમ લાયક થતા જશે અને પોતાના હક કાયદાની રીતે ખંતથી માગતાં શીખશે તેમ તેમ તે વધારે મળતા જશે એમ આશા રાખી શકાય છે.

ब. દેશાભિમાની પરદેશી રાજથી દુખાય, પણ તેણે સમજની હદમાં રહેવું ઘટે છે. હાલ દેશીઓ પોતાની મેળે રાજ કરવાને શક્તિમાન નથીજ. ઇશ્વર ન કરે પણ કદાપી ઇંગ્રેજી રાજ હાલ જતું રહે, તો હિંદુસ્તાનમાં ઠેકાણે ઠેકાણે વઢાવઢી, મારામારી ને લૂટફાટજ ચાલે, અને હાલ જે સુધારાનો કાંઇક ઉદય થવા આવ્યો છે તે પાછો એકદમ લય થઇ જાય; આગગાડી, તાર, નૌકા, લશ્કરી કવાયદ. મોટીમોટી વિદ્યાશાળાઓ, બંદોબસ્ત, ઇનસાફ તથા પરદેશીઓના હુમલાથી દેશનું રક્ષણ થાય છે તેમાંનું તે વેળા કોઇ પણ જોવામાં ન આવે અને ઇંગ્રેજો આવ્યા તે વેળા આ દેશની જેવી ખરાબ અવસ્થા હતી તેથી પણ વધારે ખરાબીમાં આપણે આવી પડીએ.

૪. ઉપસંહાર તથા બોધ.

अ. ઇંગ્રેજી રાજના કાંઇક ગેરફાયદા હશે પણ ફાયદાના મુકાબલામાં તે કાંઇજ નથી.

ब. સારૂં દેશી રાજ થવું અશક્ય છે.

क. એ રાજ કેવી રીતે થયું તે જોતાંજ એમાં ઇશ્વરી ખેલ ખુલ્લો માલમ પડે છે. થોડી અગવડોને માટે ભારે સુખની અવગણના કરવી એના જેવી બીજી કાંઇ મૂર્ખાઇ નથી. માટે આપણને જે હાલ પરમેશ્વરે સારૂં રાજ આપ્યું છે તેને માટે તેનો ઉપકાર માનવો, અને શુધ્ધ અંતઃકરણથી રાજભક્તિ રાખવી. સદ્ગુણી માણસો કદી પણ રાજભક્તિનો ત્યાગ કરતા નથી.

---

## ૨૯. રાજભક્તિ.

૧. ઇશ્વરે જે રાજ આપ્યું હોય તેને તાબે રહી સદા તે ઉપર મમતા રાખવી તેને રાજભક્તિ કહે છે.

૨. ગમે એવું રાજ હોય, તો પણ જો તેથી દેશની સ્વસ્થતા

જળવાતી હોય, તો તેના ગેરફાયદા કરતાં ફાયદા ઘણા છે એમ જાણવું.

अ. જ્યારે દેશમાં લડાઇ ચાલે ત્યારે હજારો માણસ કામ ધંધો મૂકી લડવામાં રોકાય, વેપાર રોજગાર બંધ પડે અને વેપારથી ભેળી કરેલી દોલત થોડા વખત લડાઇના વિનાશકારી કામમાં વપરાઇ જાય. દાખલા અથવા વર્ણન.

ब. અવ્યવસ્થાને લીધે ચોર, લૂટારા ને ચંડાળ લોકોનું ચડી વાગે, અને તેઓ દેશમાં બધાને ત્રાહે ત્રાહે પોકરાવે, દાખલા અથવા વર્ણન.

क. માટે શાણા, સુખી, ને ભલા લોકો હમેશાં બંડ ફિસાદની વાતથી દૂર રહે છે, અને તેને ધિક્કારે છે. લુચ્ચા ને હરામખોર લોકોનેજ ફિતુરો ગમે, કેમકે તેમાં તેમનો લાભ રહેલો છે

૩. રાજવ્યવસ્થામાં કાંઇ ખામી હોય છે, તો તે દૂર કરાવવા કાયદાને રસ્તે બહુ મથે છે. એ બાબત ઇંગ્લાંડ વગેરે યુરોપના દેશોના ઇતિહાસમાંથી દાખલા આપવા. પ્રકૃતિક્ષોભ એ અપવાદ છે-આખરનો ઉપાય છે—અને તે સમજુ પ્રજા સેંકડો વર્ષે એકાદવારજ વાપરે છે.

૪. આપણને તો પરમેશ્વરે જે રાજ આપ્યું છે તેમાં ભાત ભાતનાં સુખ મળે છે. અને તેનો સોમો હિસ્સો પણ હાલ કોઇ દેશીરાજથી મળે એમ નથી. માટે એ રાજ પરદેશી છે તે છતાં ઉમળકાથી ચહાવું અને તેનું ભલું થાય એમ અંતઃકરણથી હરઘડી ઇચ્છવું, એમાં રાજભક્તિ કે ખરી દેશભક્તિ રહેલી છે.

---

## ૩૦. સ્વદેશ મમતા.

૧. પોતાના દેશને ઉમળકાથી ચહાવો, અને તેના લાભને

અર્થે તન, મન ને ધનથી અહોનિશ કાળજી રાખવી એને દેશભક્તિ કહે છે. એનેજ કેટલાક લોક દેશાભિમાન કહે છે, પણ અભિમાન શબ્દથી ઘણા એ બાબત ખોટો વિચાર બાંધે છે. દેશભક્તિમાં અભિમાનનો કાંઇક અંશ રહેલો છે પણ તેમાં પ્રીતિનો ભાગ બહુ વધારે હોય છે. દેશની ખોટી બડાઈ કરવી, તેની ખામીઓને પણ વખાણવી, અને પરદેશી નામને તથા તેમની રીતભાતોને વિનાકારણ ભાંડવી એ ખરી સ્વદેશમમતા નથી, પણ ઉછાંછળી જુવાનીનું માત્ર પતરાજીભર્યું મદોન્મત્તપણું છે.

૨. સ્વદેશમમતા એ સ્વાભાવિક, લાભકારક મોટો સદ્‌ગુણ છે.

અ. બધા માણુસને પોતાનો દેશ વહાલો લાગે છે. તેના દાખલા—પંડથી કુટુંબ, કુટુંબથી નાતજાત, પછી ગામ, ગામ પછી પ્રાંત ને પ્રાંત પછી આખા દેશ ઉપર પ્રીતિ થાય છે. એ વેળા તે માત્ર સ્વાર્થ કે અભિમાન ટળીને મોટો સદ્‌ગુણ થઇ રહે છે. માટે નાતજાત કે ગામની હદમાંજ એ મમતાને રોકી રાખવી નહિ.

બ. એમાંજ પોતાનો, પોતાના વંશજોનો, અને બધા દેશીભાઇઓનો સ્વાર્થ રહેલો છે, દેશનું ભૂંડું કરી પોતાનું ભલું તાકવું એ બહુ ટુંકી નજર ને નીચપણાનું કામ છે. સદ્‌ગુણ વડેજ દેશની ઉન્નતિ થાય છે. યુરોપિયનોમાં એ ગુણ આપણા કરતાં બહુ વધારે છે. તેના દાખલામાં મહા પાપીષ્ટે પણ દેશદ્રોહ કર્યો જણાયો નથી. એજ કારણથી તેઓ આટલા બળવાન થાય છે.

ક. એ સદ્‌ગુણનું મહત્ત્વ તથા પ્રશંસા. જ્યારે એ સમ્પૂર્ણ રીતે પ્રફુલ્લિત થાય છે ત્યારે તે દેશભક્તિ કહેવાય છે. દાખલા, એવા પુરૂષોનાં નામ દરેક દેશમાં ઉમળકાની સાથે હમેશાં પૂજાય છે.

૩. એ સદ્‌ગુણ આપણા લોકમાં હાલ બહુજ થોડો નહિ જેવો છે, તેનાં કારણો.

અ. જૂદી જૂદી નાતો ને પંથને લીધે આખા દેશનો વિચાર જ જતો રહ્યો છે, અને માંહોમાંહે અદેખાઇ તથા વેર વેર વધ્યું છે. એની કાંઈ વિગતવાર સમજુતી.

બ. પડતીના વખતમાં ટુંકી બુધ્ધિનો સ્વાર્થ બહુ વધી પડે છે. તેમ આપણને થયું છે. સૌ પોતપોતાનો અને તે પણ તાત્કાલિક સ્વાર્થનોજ વિચાર કરે છે, પણ છેવટે એમ કરવાથી દેશની અને તે ભેગી નિશ્ચય આપણી ને આપણાં છોકરાંઓની કેટલી ખરાબી થાય છે તે તેઓની ટુંકી નજરથી કાંઈ પણ દેખાતું નથી.

ક. હિંદુસ્તાનનો પાછલો બધો ઇતિહાસ તપાસતાં માલમ પડશે કે આપણા દેશની રાજકીય વગેરે સઘળી પડતીનું કારણ એજ છે કે લોકોમાં દેશભકિત રહી નહોતી.

૪. ઉપસંહાર તથા બોધ.

---

## ૩૨. વર્તમાનપત્રો.

૧. અર્થ ( વ્યુત્પત્તિ ) સાથે ચોપડી, ચોપાનીયાં, અને વર્ત્તમાનપત્રોના વિષયો તથા લખાણમાં કેવો ભેદ છે તે સમજાવવું.

૨. વર્ત્તમાનપત્રો વાંચવાના ફાયદા.

અ. રોજ બનતી નવી ખબરો જાણવાનું મન સઘળાને થાય છે. ગામમાં ચોરા તથા ચોટાંની પેઠે એ જીજ્ઞાસા પૂરી પાડવાનો ટુંકો ને સુધરેલો રસ્તો વર્ત્તમાનપત્રો વાંચવાં એજ છે. ઇંગ્રેજ લોકોમાં એવી વાતની જેને ખબર ન હોય તે હલકો ગણાય છે. તેથી કુળવાન પુરૂષોને પોતાની મોટાઈ જાળવવાને સારૂ પણ કેટલોક વિદ્યાભ્યાસ કરવો તથા વર્ત્તમાનપત્રો વાંચવાં પડે છે, એ લોકો વાતચિત્તમાં વર્તમાનની વાતોજ ઘણું કરીને કરે છે.

૩. વર્ત્તમાનપત્રો ખબરની સાથે તે ઉપર ટીકા ને સારા સારા વિચાર પણ આપે છે. વિદ્વત્તા, સમજ, સ્વતંત્રતાને નિષ્પક્ષપાતપણું એ ચાર ગુણોની ઉપર વર્તમાનપત્રોનું બળ આધાર રાખે છે.

૪. વર્તમાનપત્રોની હાલ યુરોપમાં સ્થિતિ.

ક્ષ. કેટલાં ને કેવાં કેવાં નીકળે છે તેનું કાંઇક વર્ણન. તેનો ખર્ચ, વર્ત્તમાનપત્રોની સત્તા, હાલ ઇંગ્લાંડમાં એને ચોથું રાજ-અંગ કહે છે. મોટા મોટા રાજાઓ અને કારભારીઓ વર્ત્તમાનપત્રવાળા શો વિચાર આવે છે તે ધ્યાનથી જુએ છે. અને ઘણું કરીને તે પ્રમાણે વર્તે છે. લંડનના ટાઇમ્સનું "ગર્જના કરનાર" એવું નામ પાડયું છે, અને એમાં જો કોઇ કામની વિરૂદ્ધ વિચાર દર્શાવેલા હોય છે તો તે કામ કરવાને પ્રધાનની હિમ્મત ચાલતી નથી, પરદેશના રાજાઓ પણ એની કલમથી બીહે છે.

ક. યુરોપમાં હાલ સાધારણ રીતેજ એમ કહેવાય છે કે વર્ત્ત-માનપત્રના જેવો બીજો કોઇ ગુરૂ નથી, એ વડે બધા લોક કેવી રીતે કેળવણી પામે છે તે સમજાવવું. એથી પ્રજામત બંધાય છે, કેળવાય છે, અને બળવાન થાય છે. જે દેશમાં પ્રજામત બળવાન હોય છે ત્યાં વર્ત્તમાનપત્ર ઘણી સત્તા ભોગવે છે.

૫. ગુજરાતી વર્ત્તમાનપત્રોની સ્થિતિ. કયા કયા વર્ત્તમાનપત્રો છે ને કેવી રીતે લખાય છે અને તેનું દેશમાં કેટલું વજન છે તે ટુંકામાં લખવું.

૬. વર્ત્તમાનપત્રો વાંચતાં કેટલી સાવચેતી રાખવાની જરૂર.

અ. યાદ રાખવું કે પુસ્તકો જેટલું પૂખ્તપણું ચોપાનીયામાં ને ચોપાનીયા જેટલું વર્ત્તમાનપત્રમાં ઘણું કરીને હોયજ નહિ. એમાં જે વિચારો આપવામાં આવે તે તાત્કા-

લિક લોકોની રૂખને અનુસરતા, અને વખતે એક તર્ફીજ હોય છે, માટે એ વિચારો ઉપર પુસ્તકોના જેટલો આધાર રાખવો નહિ. બંને પક્ષના વર્તમાનપત્રો વાંચવા, અને જે વાંચવું તે ઉપર પોતે પણ વિચાર કરવો.

ब. એમાં પોતાનો ઘણોજ વખત કાઢવો નહિ. આ નિયમ વિદ્યાર્થિને વિશેષે કરીને લાગુ પડે છે, તો પણ બધાને એ ધ્યાનમાં રાખવાજોગ તો છેજ. વર્તમાનપત્રોથી પુસ્તકો વાંચવાની ગરજ સરતી નથી, એથી પરચુરણ જ્ઞાન મળે છે, પણ એકે બાબતનું પરિપકવપણું આવતું નથી. વર્તમાનપત્રો તો ભણ્યાને ગણ્યા કરવા માટે છે.

૫. ઉપસંહાર તથા બોધ. દરરોજ વર્તમાનપત્રો કાંઇ તો વાંચવાંજ, આખું વર્તમાનપત્રજ વાંચવાની કાંઇ જરૂર નથી. પોતાને રૂચતા તથા ઉપયોગી એવા વિષયો સમ્પૂર્ણ વાંચવા, અને બીજો ભાગ ઉપર ઉપરથી જોઇ જવો. નવા સમાચાર તો ખસુસ વાંચવાજ, વાંચીને વિચાર કરવો. વર્તમાનપત્રો તથા ચોપાનીયાં ન વાંચનાર માણસ ગમે તેવો હોંશિયાર હશે, તોપણ થોડા વખતમાં પોતાના જમાનાની પાછળ પડી ગયા વિના રહેશે નહિ.

---

## ૩૨. સંસ્કૃત ભાષા.

૧. સંસ્કૃત એ આર્ય વર્ગોની જૂનામાં જૂની ભાષા છે.

अ. ભાષાઓના આર્ય, અનાર્ય (તુરાની), અને સેમિટિક એવા ત્રણ વર્ગ છે. દરેકનું કાંઇક વર્ણન,

ब. આર્ય વર્ગની શાખાઓ:--હિંદુ, ઇરાની, યાવની, લાટિન, ટ્યુટોનિક વિગેરે, તેનું કાંઇક વર્ણન.

क. એ મૂળ આર્યભાષા સંસ્કૃત જેવીજ નહિ, તો એને બહુ મળતી તો હશેજ.

૨. સંસ્કૃત ભાષાનો ઇતિહાસ.

अ. હિંદુસ્તાનમાં પ્રથમ શી રીતે આવી અને તેનું સંસ્કૃત એ નામ પાડવાનું કારણ.

ब. વેદ, સૂત્ર, ઇતિહાસ, ને કાવ્ય એ ચાર કાળની સંસ્કૃત ભાષામાં ફેર છે. એ પ્રત્યેક કાળમાં રચાએલાં પુસ્તકોનાં નામ. વગેરે.

क. સંસ્કૃત ભાષા બોલાતી ક્યારે બંધ પડી, રાજવ્યવહારમાં ક્યાં સુધી રહી, હાલ કેવા ઉપયોગમાં આવે છે, વગેરે.

૩. એ ભાષાનું બળ તથા ખેડાણ.

अ. શબ્દનો ભંડાર એમાં અપાર છે, વિદ્યા, કળા, વ્યવહાર, રસ, વગેરે હરેક હરેક જાતનો વિચાર એ ભાષામાં સંપૂર્ણ રીતે બતાવી શકાય છે.

ब. શબ્દનાં રૂપાખ્યાન કરવાનો વિસ્તાર એ ભાષામાં છે, તેવો કોઇ ભાષામાં નથી; અને તેથી નવા શબ્દ પણ જોઇએ તેટલા ઘડી શકાય છે.

क. એ ભાષા બહુ ખેડાએલી છે, જે વિષયના ગ્રંથો જોઇએ, તે સંસ્કૃતમાં જોઇએ તેટલા છે; અને વળી તે ઉત્તમ રીતે લખાએલા છે.

૩. એ ભાષા ભણવાના ફાયદા.

अ. ભાષાશાસ્ત્ર ભણનારને એની આવશ્યકતા.

ब. હિંદુઓનાં ધર્મપુસ્તક તથા શાસ્ત્ર એ ભાષામાં છે.

૫. ઉપસંહાર તથા એ ભાષા ભણવાનો બોધ.

---

## ૩૩. ઇંગ્રેજી ભાષા.

૧. એ આર્ય વર્ગની ટ્યુટાનિક શાખાની ભાષા છે.

अ. આંગ્લોસકસન, નૉર્મન, કેલ્ટિક, લાટિન, ગ્રીક વગેરે અનેક ભાષાઓ મળીને એ થએલી છે. એમ શી રીતે થયું તે ઇંગ્લાંડનો ઇતિહાસ લઇને સમજાવવું.

ब. પરંતુ ભાષાનું બંધારણ બહુધા આંગ્લોસાક્સનના આધારેજ રચાએલું છે. શબ્દ પણ એમાંનાજ હજી ઘણા છે. સંસાર વ્યવહારી આંગ્લોસાક્સન, રાજદરબારી નૉર્મન, અને વિદ્યાના ગ્રીક કે લાટિન શબ્દો છે.

૨. ઇંગ્રેજી ભાષાનો ઇતિહાસ.

૧. આદ્યકવિ **ચાસર**–જુનું ઇંગ્રેજી.

૨. **શેક્સપિયર** ને **બેકન**ના વખતથી નવા ઇંગ્રેજીની શરૂઆત.

૩. **બીજાચાર્લ્સ**ના વખતથી ઇંગ્રેજીએ હાલનું રૂપ પકડયું.

૪. એ ભાષાનું બળ તથા વિસ્તાર.

अ. એમાં જે વિષય લખવો હોય તે સારી રીતે લખી શકાય.

ब. એમાં ગ્રંથો કેટલા છે તેનો તો ગણતાં પણ પાર આવે એમ નથી. વિદ્યાકળાનાં હજારો પુસ્તક છે. એ હાલના જમાનાની ઘણામાં ઘણી ખેડાયલી એક ભાષા છે.

क. એ ભાષા બોલનાર દુનિયામાં જ્યાં જોઇએ, ત્યાં મળી આવે છે. વેપારથી એને ઘણો ફેલાવો થાય છે, કોઇ ધારે છે કે આગળ જતાં એ દુનિયાની ભાષા થઇ જશે.

૫. ઉપસંહાર તથા એ ભણવાનો બોધ.

---

## ૩૪. કવિતા એટલે શું ?

૧. એ બાબતમાં ચાલતી મોટી ભૂલ.

अ. પદ્ય એ કવિતા નથી. સંસ્કૃતમાં તો વૈદ્યક, વ્યાકરણ, કોષ વિગેરે ગ્રંથો પણ શ્લોકબદ્ધ હોય છે. આંક ભણવામાં પણ રાગડા કાઢે છે, માટે શું તે કવિતા કહેવાય ?

૨. કવિતાનું લક્ષણ રસ છે.

अ. માણસનું હૈયું ઉશ્કેરાઇ તેને જે આનંદ થાય તેનું નામ રસ, રસને સંસ્કૃત તથા ઇંગ્રેજી પંડિતોએ કવિતાનું લક્ષણ માન્યું છે.

ब. હસવું આવે તેનેજ કવિતા કહેવી એમ નથી, રસ નવ

પ્રકારના છે—શૃંગાર, હાસ્ય, કરૂણા, વીર, રૌદ્ર, અદ્ભુત; ભયાનક, બિભત્સ, ને શાંત. ઉત્તમ પ્રકારની કવિતા તો કરૂણા કે વીર રસવાળીજ ગણાય છે.

૩. પદ્યગદ્યનો ભેદ.

अ. માપવાળું જે લખાણ તેને પદ્ય કહે છે. અને બીજું તે ગદ્ય.

ब. પદ્ય એ કવિતાનું અંગ છે—આત્મા નથી. આત્મા તો રસજ છે. રસ હોય તો ગદ્યમાં પણ કવિતા છે એમ બોલી શકાય, અને રસ નહિ હોય તે પદ્ય કહેવાય, પણ કવિતા કહી શકાય નહિ. અંગ જેમ સુંદર હોય તેમ વધારે સારૂં, પણ જો જીવન હોય નહિતો મુડદુંજ કહેવાય.

૪. કવિતાનો અખંડ ઉદ્દેશ, રસ—આનંદ—આપવો એજ છે.

अ. કવિતાથી જ્ઞાન ને બોધ મળે ખરાં, પણ તે એનો ઉદ્દેશ નથી. શીખામણ બહુ હોય, પણ જો કાંઇ રસ હોય નહિ, તો તે કવિતા નજ કહેવાય. તેમજ શીખામણ કે જ્ઞાન કાંઇ મળતું ન હોય પણ જો રસ સારો હોય તો તે કવિતા કહેવાય. ગુજરાતી ઇંગ્રેજી ને સંસ્કૃત કવિઓના દાખલા.

ब. જેમ રસ વધારે બળવાન, નિર્મળ, ને ઉંચો તે પ્રમાણે તે કવિતા વધારે સારી કહેવાય છે. એ કારણથી અનીતિની કે બિભત્સ કવિતા સારી લાગતી નથી, કેમકે તેમાં મલિનપણું રહેલું છે. ધર્મ, નીતિ, ને જ્ઞાનની લાગણીઓને કંટાળો લાગવાથી એવી કવિતાનો રસ ખંડિત થાય છે, અને તેથી તે સમ્પૂર્ણ કવિતા થઇ શકતી નથી; માટે ઉત્તમ કવિતાથી રસ, ધર્મ ને જ્ઞાન એ ત્રણની વ્યવહારમાં પ્રાપ્તિ થાય છે ખરી, તોપણ પ્રાધાન્ય તો રસનુંજ રહેલુંછે.

૧. કવિત્વ શક્તિ ઇશ્વરદત્ત છે.

૧. "કવિ થતો નથી, પણ જન્મે છે" એ ઇંગ્રેજી કહેવતનો ભાવાર્થ.

૨. સંસ્કૃતમાં તો કવિતાશકિતને પ્રસાદજ માનેલો છે.

૩. કવિતાનો ઇતિહાસ જોતાં પણ માલમ પડશે કે અભ્યાસથી કવિ થવાતું નથી. અસાધારણ તર્કશકિત, ને રસિકતા હોય, તોજ કવિ થવાય. અભ્યાસ ને મહેનતથી હરકોઇ માણુસ પિંગળબંધ બાંધી શકે, ને ઝડઝમકોના ઢગલા વાળે, પણ એવા બાળખેલથી રસિક લોક રીઝાતા નથી. સાંભળનારનું હૈયું ભેદે, ચાહે તો હસાવે, ચાહે તો રડાવે, ચાહે તો હથીયાર પકડાવે, ચાહે તો ભગાડે, અને ચાહે તો શાંત કરી મૂકે તેજ કવિ; એવા બુદ્ધિશાળીઓ પરમેશ્વર થોડાજ પેદા કરે છે, અને તેથીજ કવિઓનું દુનિયામાં સઘળે ઠેકાણે આટલું બધું માન છે. અભ્યાસથી પંડીત થવાય પણ કવિ થવાય નહિ. તે છતાં કવિને અભ્યાસની જરૂરજ નથી એમ ન સમજવું. ભાષાજ્ઞાન તથા પાછલા કવિઓનું સ્વાભાવિક વિવેચનયુકત વાંચન તો જોઇએજ. પણ માત્ર અભ્યાસથી કવિ થવાય નહિ, તે તો જોડકણાં જોડનારજ કહેવાય.

૪. ઉપસંહાર તથા બોધ. સ્વાભાવિક શકિત વિના કવિતા કરવી એ મિથ્યા છે. એ વસ્તુ કેવી મોટી ને ઘણાને અસાધ્યજ છે તે કવિતાના કોડીલાઓએ સમજવું જોઇએ.



## પૂર્વણી.

## વિરામચિન્હ મૂકવાના વ્યવહારી નિયમો.

૧. વાક્યને છેડે—પણ જો તે બીજા સાથે મળીને ઉપ-વાક્ય થઇ ગયું હોય, તો તે સામટા વાક્યને છેડેજ—( . ) મૂકવામાં આવે.

૨. ઉપવાક્યની પછી તો ઘણું કરીને **અલ્પવિરામ** (,) મૂકાય; અને તે બહુ નાનું હોય, તો કાંઇ પણ ચિન્હ નહિ.

જેમકે, હું આવ્યો. જ્યારે હું કાલે તમારે ત્યાં આવ્યો ત્યારે તમે ઘરમાં નહોતા. હું આવ્યો ત્યારે તમે ઘરમાં નહોતા.

૩. ઉપવાક્યની વચમાં અલ્પવિરામ આવ્યો હોય, તો તેને છેડે ઘણું કરીને **અર્ધવિરામ** (;) મૂકે છેઃ—જેમકે જ્યારે હું કાલે તમારે ત્યાં આવ્યો, ત્યારે તમે ઘરમાં નહોતા; અને તે વેળા તમારો દિકરો આંગણામાં રમતો હતો.

૪. વ્યાકરણ સમ્બન્ધ કાંઇ ન છતાં અર્થ સમ્બન્ધે એક વાક્યના ભેળું બીજું વાક્ય જોડાઇ જાય, ત્યારે તે પહેલા વાક્યને છેડે **મહાવિરામ** (:) મૂકાયઃ—જેમકે વિચાર કરવાની ટેવ પાડેઃ અભ્યાસમાં એજ સર્વોપયોગી છે.

૫. પશ્ન કે મનનો ઉભરો દેખાડનારૂં વાક્ય હોય, તો તેને છેડે **પ્રશ્નાર્થ** (?) કે **ઉદ્ગારનું** ચિન્હ (!) મૂકવું—જેમકે, તમે કેટલું વાંચ્યું ? પચાસ પાનાં !

૬. વાક્યનું રૂપ પ્રશ્નાર્થક હોય, પણ ભાવ ઉભરો બતા-વવાનોજ હોય, તો ત્યાંજ **ઉદ્ગારચિન્હ** વપરાયઃ—જેમકે, ઇશ્વરની લીલા કેવી અગાધ છે !

૭. કહ્યું, પૂછ્યું વગેરે શબ્દના પેટામાં પ્રશ્નાર્થક વાક્ય આવે, તો તેની પછી **પુર્ણવિરામ** જ મૂકાય છેઃ—જેમકે, તેણે પૂછ્યું, કે તમે કયાં જાઓ છો.

૮. કેવળપ્રયોગી અવ્યય અથવા તે અર્થે વપરાએલા કોઇ પણ શબ્દ કે શબ્દાવળીની પછી **ઉદ્ગારચિન્હ** મૂકાય, અને ઉભરાનો ભાવ નામનોજ હોય તો **અલ્પવિરામ** પણ

મૂકાય: જેમકે અરે! અફસોસ! રામરામ! અરે, મારૂં માથું દુ:ખે છે. હે ભગવાન, આ શું થયું!

૯. એ શબ્દો ઉભયાન્વયીથી જોડાએલા હોય, તો તેની વચમાં કાંઇ નહિ; અને ઉભયાન્વયીનો અધ્યાહાર હોય, તો **અલ્પવિરામ** વિધેય પક્ષમાં તો મૂકવામાં આવે છે જ:-જેમકે તે છોકરો ચંચળ ને પ્રમાણિક છે. તે છોકરો ચંચળ, પ્રમાણિક છે. તે આવ્યો ને ગયો.

૧૦. એવા શબ્દો ત્રણ કે વધારે હોય, તો તો છેલ્લા સિવાયના સઘળા શબ્દોની પછી **અલ્પવિરામ** મૂકવોજ જોઇએ:—જેમકે, તે છોકરો ડાહ્યો, ઉદ્યોગી, ને પ્રમાણિક છે. તે આવ્યો, બેઠો, અને ચાલ્યો ગયો.

૧૧. એવી શબ્દવળી તો બેજ હોય, તોપણ તેની વચ્ચે હમેશાંજ **અલ્પવિરામ**-જેમકે; તે છોકરો ભણવા ગણવામાં ઘણો ચંચળ, અને ચાલચલગતમાં ખરેખરો પ્રમાણિક છે.

૧૨. પૂર્વસ્થાનના શબ્દને ઓળખાવનાર શબ્દાવળીની બંને તરફ **અલ્પવિરામ** મૂકવા જોઇએ:-જેમકે, લોર્ડ લિટન, હિંદુસ્તાનનો ગવર્નરજનરલ, તે વેળા સિમલાની શિતળટેકરી પર મઝામાં બેઠો હતો.

૧૩. જે શબ્દો કે શબ્દાવળીની પછી સમાનાર્થે, એ સર્વ ઇત્યાદિ એવું કાંઇ બોલવામાં આવે, તો તે પ્રત્યેક શબ્દ તે શબ્દાવળીની પછી **અલ્પવિરામ** મૂકવામાં આવે:—જેમકે, ચોરી લુટફાટ, મારામારી, એ રાજ્યની અવ્યવસ્થાનાં લક્ષણો છે. ગમે તે કારણે પણ જૂઠું બોલવું, એ મહાપાપ છે, રાજા કે રૈયત, ગરીબ કે તાલેવર, સ્ત્રી કે પુરૂષ સર્વેને આટલું તો ભણવાની જરૂરજ છે. ઉદ્યોગ, ખંત, સંપ, સાહસ ઇત્યાદિ ગુણોવડે ઇંગ્રેજો આવા બળવાન થાય છે.

૧૪. સંબોધનાર્થક શબ્દ વાકયને આરંભે આવે, તો તેની પછી; અને વચમાં આવે, તો તેની બંને તરફ **અલ્પવિરામ** મૂકાય છે—જેમકે ભાઇ, એવું કામ કદી તમે કરશો મા. એવું કામ ભાઇ, તમે કદી કરશો મા.

૧૫. હા, ના, હવે, વળી, બીજું, વગેરે કેટલાક ક્રિયા વિશેષણ અવ્યયોની પછી **અલ્પવિરામ** મૂકાય છે.

૧૬. [ ( ) ] **કૌંશ** (" ") **અવતરણ** (—) **અન્ત્ય રેખા** (Dash), (—) **સંધાનરેખા** (Hyphen), (') **લોપકચિન્હ** (Apostrophy), વિગેરે ગુજરાતીમાં થોડાજ વપરાય છે, અને તેનો ઉપયોગ પુસ્તકો વાંચવાથી બરાબર આવડશે.

# રાજકોટ ટ્રેનિંગ કૉલેજમાં લખાવાતા નિબંધો.

## ૧. લા વર્ષની સભામાં વાંચવાના.

**अ.** આ પુસ્તકને આધારે, તેમાંના પહેલા ૨૧ વિષયો.

**ब.** સ્વબુદ્ધિને આધારે, વર્ણન પ્રધાન્ય રૂપે લખવાના.

૧. દીવાળી ૨. હોળી ૩. ઉત્તરાયણ ૪. નવરાત્રિ ૫. હિંદુની લગ્નક્રિયાઓ ૬. માણસોની મરણક્રિયાઓ. ૭. કોઇ દેશી રમત. ૮. મહોરમના તહેવારો.

## ૧. લા વર્ષના વર્ગમાં લખી લાવવાના.

**अ.** સ્વબુદ્ધિને આધારે, વર્ણન પ્રાધાન્ય રૂપે, સામાન્ય શૈલીમાં ૧. પોતાના ગામનું વર્ણન. ૨. કોઇ બાગનું વર્ણન. ૩. કોઇ બજારનું વર્ણન. ૪. રાજકોટ. ૫. કોઇ નિશાળ.

**ब.** સોસાઇટીના નિબંધો, નર્મગદ્ય, નર્મકવિતા, સુબોધચિંતામણી, વગેરેને આધારે, વિવેચન પ્રાધાન્યરૂપે, ગંભીર શૈલીમાં ૧. નાતવરા ૨. અશુભના વરા ૩. રોવાકુટવાની રૂઢિ ૪. બાળકોને ઘરેણાં ઘાલવાની રીત ૫. જ્યોતિષ્યના વહેમ, ૬. સતી થવાનો ચાલ ૭. બાળકી હત્યા ૮ જનાનો ૯. બે બાયડીનાં દુઃખ ૧૦. સ્વયંવર ૧૧. ગૌશિતળા ૧૨. સભા મળવાના ફાયદા ૧૩. સ્ત્રીપુરૂષોના ધર્મ. ૧૪. પુસ્તકશાળા ૧૫. સ્ત્રીઓના હક ૧૬. ભૂતપ્રેતના વહેમ.

**क.** શિક્ષાપદ્ધતિ વગેરેને આધારે, વિવેચન પ્રાધાન્યરૂપે શાંતશૈલીમાં ૧. નીતિની કેળવણી ૨. શરીર કેળવણી ૩. કેળવણી ને ભણતર ૪. મહેતાજીના ધર્મ ૫. મહેતાજીના કામનું મહત્વ.

ड. સ્વકલ્પનાને આધારે, રસાલંકૃત શૈલીમાં, ગમે તે રૂપે ૧. શરદ્પૂનેમ. ૨. પ્રભાત. ૩. ચોમાસાની લીલા. ૪. ઇશ્વર-મહીમા. ૫. વિદ્યાપ્રશંસા.

---

## ૨ જા વર્ષની સભામાં વાંચવાના.

अ. આ પુસ્તકને આધારે, પહેલા ૨૧ પછીના બધા.

ब. અનુભવને આધારે, વર્ણન પ્રાધાન્યરૂપે, સામાન્ય શૈલીમાં ૧. ક્રિકેટ. ૨. ફુટબૉલ. ૩. બંગલો. ૪. છાપવાની કળા.

क અર્થ વિદ્યાદિકને આધારે; વિવેચન પ્રાધાન્યરૂપે; શાંત શૈલીમાં. ૧. નિરંકુશ વ્યાપાર. ૨. મહેનતના વિભાગ. ૩. નીરખ. ૪. વજે તથા વિધોટી. ૫. પૃથ્વી ગોળ છે? ૬. પૃથ્વી ફરેછે તેની સમજુતિ. ૭ ભરતી ઓટ. ૮ સૂર્યગ્રહણ.

## ૨. વર્ષના વર્ગમાં લખી લાવવાના.

अ. શાળાપયોગી નીતિ ગ્રંથ વગેરેને આધારે વિવેચન પ્રાધાન્યરૂપે, સરળ ગંભીર શૈલીમાં, ધીરજ તથા સમયસૂચકતા. ૨. લક્ષપૂર્વક અવલોકન ૩. કનિષ્ટ તથા શ્રેષ્ઠ સમ્બંધી વર્તણુંક ૪. આરોગ્યતાનું સંરક્ષણુ ૫. મિતવ્યયતા ૬. ક્ષમા. ૭. બીજાના માલ વિષે દયાનતદારી ૮. લાંચ ૯. સંતોષ ૧૦. આપબળ (સ્વસેવા) ૧૧. પરોપકાર ૧૨. વેળાસર કામ કરવાની રીત. ૧૩. સંપ. ૧૪. સ્વતંત્રતા. ૧૫. 'आत्मवत्सर्वभूतेषु.' ૧૬. ભલાઇ એજ મોટી ચતુરાઇ છે.

ब. સ્વબુદ્ધિને આધારે, વર્ણન પ્રાધાન્યરૂપે, સાલંકૃત શૈલીમાં. ૧. જંગલ. ૨. નદી. ૩ પર્વત. ૪. સાયંકાળ ૫. ગ્રીષ્મ-ઋતુ. ૬. ચંદ્ર. ૭. હોડીની મુસાફરી. ૮. દશેરાની સ્વારી.

क. સ્વકલ્પનાને આધારે. વિવેચન પ્રાધાન્યરૂપે રસભરી શૈલીમાં. ૧. મૃગયા. ૨. તરવું. ૩. ઘોડે બેસવું. ૪. ગાયન. ૫. કવિતાનો અભ્યાસ. ૬. નાટકશાળા. ૭. ઇશ્વરનું અસ્તિત્વ. ૮. ધર્મજ્ઞાનની જરૂર ૯. મરણ. ૧૦. આનંદી સ્વભાવ. ૧૧. સત્ય. ૧૨. સાહસ.

સ્વર્ગસ્થ સાક્ષર

નવલરામ લક્ષ્મીરામ

ના

પુત્ર તરફથી

ભાષાંતર થયલું

# ટેલીસમેન.



( સર વોલ્ટર સ્કોટ કૃત )

એક અદભૂત વીરરસવાળી નવલકથા.

૫૦૦ પૃષ્ઠનું પાકા પુંઠાનું દળદાર પુસ્તક.

કિં. માત્ર રૂપીઓ એક.

---

મળવાનું ઠેકાણું.

કરસનદાસ નારણદાસની કું. સુરત.

બહાર પડી ચૂકી છે.

બીજી આવૃત્તિ.

સ્વર્ગસ્થ સાક્ષર

નવલરામ લક્ષ્મીરામ

કૃત

# નવલ ગ્રંથાવલિ.

( બે ભાગમાં )

સંશોધન કરી પ્રસ્તાવના લખનાર

સાક્ષર હીરાલાલ વી. શ્રોફ બી. એ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

ધીમતરામ નવલરામ લક્ષ્મીરામ.

કિંમત

દરેક ભાગની સવા રૂપીઓ.

મળવાનું ઠેકાણું

કસનદાસ નારણદાસની કું. સુરત.